# અંજની.

(અપૂર્વ પાતિવ્રત ધર્મદર્શક નાટક.)

રચનાર,

દેવીદાસ જીણાભાઈ ઇજનેર.

મુંબઈ.

"નિર્ણયસાગર" મુદ્રાલયમાં મુદ્રાંકિત કર્યું છે.

સંવત્ ૧૯૪૭ સને ૧૮૯૧.

મૂલ્ય ૧૦ આના.

# નિવેદન પત્રિકા.

## શેઠ. ત્રિભોવનદાસ મંગલદાસ નથુભાઈ. જે. પી.

આપ મહાશય ગર્ભ શ્રીમંત છતાં વિદ્યાનુરાગી, સદા આનંદિત, સ્પષ્ટવક્તા, જનહિતવાદી, સ્વજ્ઞાત્યોત્કર્ષ માટે ઉત્સાહી, સદ્‌ગુણી, સત્વશાળી છો. વળી આપ મહાશય, મ્યુનીસીપલ કોરપોરેશનના ભુલેશ્વર વાર્ડ તરફથી પ્રતિનિધી, સ્પેશિયલ જ્યુરર, કાહાનદાસ નારણદાસના ધર્માદા ખાતાના, મોતીચંદ અમીચંદ ગુજરાત ચેરિટી ફંડના, કવિ દલપતરામ ડાહ્યાભાઈ મેમોરિયલ ફંડના, ડાક્તર અમીદાસ મનજી ટ્રસ્ટ ફંડ, વિગેરેના એક ટ્રસ્ટી, બોમ્બે પ્રેસીડન્સી એસોસીએશન કાઉન્સિલના, શેઠ ગોકલદાસ તેજપાલ ધર્માદા ખાતાની મેનેજીંગ કમિટિના, એન્થ્રોપોલોજીકલ સોસાઇટીના, ગોરક્ષક મંડલીની મેનેજીંગ કમિટિના, ઓરિએન્ટલ પ્રોગ્રેસ યુનિયનના, બોમ્બે આર્ટ સોસાઇટીના, ઇત્યાદિના એક સભાસદ, સર વિલિયમ વેડર્નબર્ન મેમોરીયલ ફંડના મુખ્ય અધિકારી, જ્ઞાનપ્રકાશ મંડલીના જન્મ પર્યંતના સભાસદ, મુંબઇની હિંદુસ્મશાન ભૂમિના અને કપોલ નિરાશ્રિત ફંડના પ્રમુખ અને કપોલજ્ઞાતિના શેઠ, ઇત્યાદિ, ઇત્યાદિ, અધિકારેથી અધીકતર શોભો છો. એ સર્વ આપની ગુણજ્ઞતાપર અનુરાગી થઈ તથા ધર્મ સંબન્ધી પુસ્તકપરની આપની અનુરક્તતા જોઈ, આ સતી ચરિત્રના મારી મતિ પ્રમાણે કરેલ નાટકને આપના નામ સંબંધથી અધિક શોભા આપવા અર્થે આ લઘુગ્રંથ આપનેજ નિવેદન કરી કૃતાર્થ થાઉં છું.

લા. ભવદીય સ્નેહાભિલાષી.

**દેવીદાસ જીણાભાઈ ઇજનેર કર્ત્તા.**

# शार्दूलविक्रीडितम्.

अन्योन्यं सुखदुःखयोरनुगुणं सर्वास्ववस्थासु य-
द्विश्रामो हृदयस्य यत्र जरसा यस्मिन्नहार्यो रसः
कालेनावरणात्ययात्परिणते यत्स्नेहसारे स्थितं
भद्रं प्रेम सुमानुषस्य कथमप्येकं हि तत्प्राप्यते ॥ १ ॥

જેનું રૂપ ન થાય અન્ય અવળું દુઃખે સુખે સર્વદા,
જેને પામી શકે જનો સહજમાં સર્વ અવસ્થાવિષે;
સંસારે ઝટ પ્રાપ્ય શોક દુખથી દાઝયું ઠરે જ્યાં દિલ,
ઢોળાયે, ન કદાપિ જાય ઘટતો જેનો જરાથી રસ.
જાતાં કાળ ઘસાઈ થાય અળગાં સંકોચ લજ્જા, ભય,
ત્યારે સાર ચખાય સ્નેહરૂપનો તેમાં ઠર્યો જે રસ;
એવો પૂર્ણ અનંત નિર્મલ રસે—સન્માનવ પ્રેમ તે,
લાધે વિશ્વવિષે મહાશ્રમવડે, તે એકનો એક રે. ૧

(ઉત્તરરામચરિત. મ. ન. ભા.)



# ઉપોદ્ઘાત.

કાળની ગતિ વિચિત્ર છે, સર્વનો ઉદય અંત એના ક્રમણમાં છે, કાળજ વસ્તુમાત્રમાં વિવિધ ફેરફાર કરેછે, પ્રિય વિપ્રિય, શુભાશુભ, જય પરાજય, ઉદ્ભવ લય, અને સુખ દુઃખ એ સૌ એનાથીજ થાયછે. કહ્યું છે કે—पुरंदर सहस्राणि चक्रवर्ति शतानिच । निर्वापितानि कालेन प्रदीपा इव वायुना विद्या, વિસ્તારના સંબન્ધમાં પણ એમજ છે. કાળ બદલાયો, કવિ અને કવિતાની તુલના રહી નહીં અને લોકમાં માત્ર ભાટાઈજ બળવાન થઈ કવિતાનું માન પામી. પણ એમાં શું આશ્ચર્ય? કારણ — समय एव करोति बलाबलं * * * * शरदीहंसरवा परुषी कृतं स्वर मयूर मयूरमणीयतां લેખ સંબન્ધે હાલ શું બોલવું એ સવાલ સ્વાભાવિક છે, કારણ રસ ક્યાં? ભાવ ક્યાં? અને વાણીની ગંભીરતા ક્યાં? આજની કવિતામાં આમાંનું શું હોય છે? હાલ તો અપસવ્ય થએલા અને સંકર રાગમાંજ રાગ આવી વસ્યો છે. ઘેર ઘેર કવિ અને ચૌટે ચૌટે નાટકનાં ચેટક થઇ પડ્યાં છે. નાટકના મદમાં મસ્ત થઈ ગએલા ક્યાં ભાવને અર્થને કે પદ ચાતુર્યને લક્ષમાં પણ લેછે? ઉન્મત્ત જ્યેષ્ઠ વાયુની પેરે ચિત્તોદધિને ઉછાળો આપે એવા શૃંગારરસ પ્રાધાન્યકાવ્યેજ હાલના રસિક પ્રમોદ પામેછે. આવી લોક અનુરક્તતા જોતાં, પૂર્વનાં નાટકો અને કાવ્યોનું અવલોકન કરનાર સ-હૃદય વિદ્વાનને આશ્ચર્ય ઉપજે છે–તે કહેછે કે–નાટક શું? શામાટે નાટ્યપ્રયોગ થવા જોઇએ? કેવી વસ્તુનું નાટક રચાવું જોઇએ? કયા રસનું પ્રાધાન્ય રાખવું જોઇએ? પાત્રસંકલના કેમ થવી જોઈએ? ઇત્યાદિ; પણ તેવું બોલવું હાસ્યજનક થઇ પડેછે. હાલ તો ઇચ્છામાં આવે તે વસ્તુ લે, રાગીને રંજન કરવા

જેવી રચના રચે "અને તતથૈ તતથૈ" થઈ અસભ્ય ભાષણથી "ભાઈ વાહવા" બોલાય એટલે થયું. આવા નાટચરંગમાં વાણી પણ શું કરે, તે પણ તેમનેજ રીઝાવે તો રહે—ગંભીરતા તો "હું તમારી વાણીમાંજ છું" એમ મનાવે છે. આ પ્રમાણે આખા સાહિત્યની રચના પ્રતિકૂલ થઈ પડેછે, અને સત્પુરૂષ તેથી દૂર રહ્યાછે—તોપણ અંતને ઇચ્છતી હોય એવી પ્રતિકૂળતા આગળ વધ્યેજ જાયછે. હાલતો નાટકના નામે ભવાઈ થવા લાગી છે, તેથી સુશિક્ષિત જોવા જતાં અચકાય છે. રાંડોને ત્યાં થતા જલસા બંધ થઈ હવે તે નાટચ રંગભૂમિ ઉપર ભજવાય છે. એટલે એમજ કહેવું ઉચિત છે કે નાટકને નામે શૃંગારરસ કેળવાય છે, થોડો કરૂણારસ પણ દેખા દેછે, તે સાથે નાટકની નિર્દોષ રંગભૂમિને નિંદિત, લજ્જાસ્પદ અને નીતિનિકંદન કરનાર હાસ્યરસના દેખાવોએજ અંકિત કરેછે; જે કેવા ભયંકર રૂપની છાપ દૃષ્ટાને પાડશે તેનો વિચાર કર્ત્તાને રેહેતો નથી. જો આવું ને આવું ચાલતું રહ્યું તો ધાસ્તી છે કે આગળ ઉપર નાટકશાળા વેશ્યાગાર કરતાં પણ અતિ માઠી બની જનવૃત્તિને ખલભલિત કરી ભૃષ્ટ યોજનામાં ભમાવશે. લોકને આવા નાટકો ઉપર આદર ઉપજે છે આ બોલવું કેવળ મિથ્યાવાદ જેવુંજ છે. વિદ્વાનો તો ઉડતા પતંગીયા જેવા કવીશ્વરો અને નાટચકારોના સંક્ષોભમાં શાન્ત છે અને એજ એમને ઉચિત છે.

સંગ બળવત્તર છે તેમ અંતે આવી અસર મને પણ થઈ અને હું પણ વિદ્વાનોની કોટીમાં ભળવા સાહસિક થયો. યત્ન તો કર્યાં, હવે વિદ્વાનો જેવા સ્વરૂપમાં મેલે તે ખરૂં ! સમયને માન આપવું એમ વિચારી વળી યત્કિંચિત સાહિત્ય ઉપર પણ દૃષ્ટિ નાખી, આ ( **અંજની** ) નામના નાટકની રચના રચી છે. વસ્તુ જોતાં તો નવીન સમ લાગશે અને છે પણ તેમજ ! આ વસ્તુ જે પંડિતે સર્વ શાસ્ત્રના અનેક સાર્વજનિક ગ્રંથો લખ્યા છે

એવાના હાથથી નીકળેલી છે, વળી રામાયણમાંથી લીધેલી છે. વિષય સુઘટિત હોવાથી રચના રચવા માંડી, પરંતુ આગળ ઉપર જતાં તે પંડિતે સ્વધર્મ સ્થાપનાર્થે સ્વમતાનુસાર આણેલ પરિણામથી, વસ્તુ સ્વરૂપમાં ફેરફાર કરવો ઉચિત લાગ્યો. પ્રથમ શ્રમ નિરર્થક ન જાય અને ઉભય કથાપ્રસંગથી ઉલટું ન થાય એવો અંત આણવાને માટે શ્રમ કર્યો. હવે તે સફળ થયો છે કે નહિ? તે કથવાનું મારૂં કામ નથી. એકંદર કથાપ્રસંગ રમણીય અને બોધક હોવાથી અંગીકાર કરેલ છે. આશા છે કે વાચકવૃંદ અને ધર્મધુરંધર સાક્ષર મંડલ કથાપ્રસંગને દોષ ન દેતાં મારી રચનાને સાચવી લઈ હંસપ્રકૃતિએ સારનુંજ ગ્રહણ કરશે. **હનુમાન** જન્મને માટે આ કથાપ્રસંગ ગ્રાહ્યજ ગણવો એમ મારો આગ્રહ નથી. હું તો માત્ર વિનયથી પ્રતિપાદન કરવા એજ ઈચ્છુંછું કે "**અંજની**" જે નામ આ નાટકને આપવામાં આવ્યું છે, તેને યોગ્ય રસ આ નાટકમાં ઉત્તરોત્તર વર્ણવાયો છે કે કેમ? બોધ ગ્રહણ કરવારૂપ **અંજની**ની પતિભક્તિ અને તેનાઉપર આવી પડેલું આળ—અંતે 'सत्यमेवजयते' તેમ **અંજની**ના સત્ય પ્રેમનું પ્રકાશન અને પ્રિય જનનો સમાગમ તથા **હનુમાન**નો જન્મ એ આ નાટકનું પરિણામ છે. સ્ત્રી વર્ગને બોધ લેવા યોગ્ય વસ્તુ હોવાથી આ ગ્રંથનું ગ્રંથન થયું છે. **અંજની**નું વિમળ ચરિત્ સન્નારીઓના વાંચવામાં આવે અને તેઓ આવાં અસહ્ય દુઃખો આવી પડ્યાં છતાં પણ એક નિષ્ટાથી પતિની અને ગુરુજનની સેવામાં પ્રસન્ન મને તત્પર રહેનાર **અંજની**ના વર્તનથી બોધ લે એજ મારો મનોગત આશય છે.

શાણો, સમજુ અને સરસ્વત્યોપાસક છતાં મનસ્વી વિચારે વર્તનારો પુરૂષ, કેવા કલ્પિત વિચારે અઘટિત નિશ્ચય કરી બેસે છે, તે આ નાટક વાંચતાં માલમ પડેછે, તેમ તે વખતે સાહસનું બોલવું તેનું છેવટસુધી એક સરખું ટકી શકતું નથી. તેમાંથી

કોર બદલાઇ તેને વિનયી થઈ પુનીત પથે ચાલવા આગ્રહિત કરેછે. આ નાટકનો નાયક ઉપર જણાવેલા રૂપે વર્તનારો છે. તેને પોતાની સ્ત્રી ઉપર કલ્પિત વિચારથી અભાવો થાયછે. પણ પ્રજ્ઞાવાન બની એવો તો સ્વકિયાનુરાગી થાયછે કે તેનો વિયોગ થતાં પોતે રાજ્ય સંપત્તિને તરછોડી તેની શોધ કરવા નીકળી પડેછે. અને પત્તો નહિ લાગતાં તેને છેવટ કાષ્ઠ ખડકી બળી મરવા વારો આવેછે. એટલામાં ઇષ્ટ કૃપાએ મનોવાંચ્છિત કાર્ય બની આવેછે, ને સ્વસ્ત્રી સમાગમ થાયછે. તોપણ એવા માંગલિક પ્રસંગે કે જ્યાં તેને ( પુત્રોત્પત્તિ થએલી તે ) પુત્રનો દર્શન લાભ થાયછે. વળી, મિત્રો સ્વાર્થી, લોભી, લાલચુ, સરસ્વતિના કટ્ટા વેરી, ઉદ્ધત અને વિચારશુન્ય હોય તો તે ગમે તેવા શાણાને પણ એકવાર નિંદિત કર્યાવિના રહેતા નથી. તેમ આ નાટકમાં નહિ વર્ણવતાં મિત્રે પોતાના મિત્રને ઉદ્ધત વિચારી જોતાં બોધ વચનો કહી તેના રાત દીન ઠસેલા, જમાવટ પામેલા ઉછાંછળાપણાના વિચારોને તિલાંજલી દેવડાવી સદ્‌માર્ગે વહન કર્યો એમાં અમાનુષિ દીવ્ય કાર્ય કર્યું છે, માટે તેને ધન્યવાદ ઘટે છે. તેમ પોતાના કુટુંબની દરકાર નહિ કરતાં પોતાના મિત્ર સાથે ઉજાડ વેરાન જંગલમાં રખડ્યો પણ પત્તો નહિ લાધતાં નિરાશ થઈ પાછો ફર્યો છે, નગરમાં આવી મિત્રનાં માતપિતાને લઈ પાછો મિત્ર પાસે ગયો ને તેને મરતાં અટકાવ્યો; તેણે કેવાં કેવાં બોધ વચનો કહ્યાં છે, તે વાંચેથી સુજ્ઞને માલમ પડશે. સ્ત્રી ઉપર પતિનો પ્રેમ નહિ છતાં તે પતિ નામનો જાપ જપી તેનું હૃદયમાં અહોનિશ રટણ કરેછે. નિર્દય સાસુના અસાધારણ કોપનું બલિદાન પોતેજ બનેછે. પતિથી વજ્રઘાત સરખો અસહનિય તિરસ્કાર થતાં પણ તેનામાં રતિભાર પ્રેમ નહિ ઘટતાં તે તો દિવસે દિવસે વૃદ્ધિંગત થાયછે. તે પ્રેમઘેલી વિરહાગ્નિથી બળી જતાં નાતવાન બને છે, ત્યાં આકસ્મિક પતિ સમાગમ થતાં

તેનાં સર્વ ગાત્રો પ્રફુલ્લિત બને છે, તેના પરિણામે ગર્ભ પ્રાપ્તિ થાયછે. તે પછી તે સાસુથી તિરસ્કાર પામી વનમાં રખડતી થાયછે. ત્યાં તેને અપાર વિટંબણા પડેછે ને એવા જંગલમાં પ્રસવકાળ આવે છે, ત્યાં તેને જગતના માતપિતા **ભવાની શંકરનો** સમાગમ થાયછે, જે અપાર પતિવ્રત ધર્મનું ફળ છે. તેનાથી આશીર્વચન પામતાં પુત્રોત્પત્તિ થાયછે. જે પછી મોસાળ ગૃહે જઈ પુત્ર ઉછેરે છે, ઇત્યાદિ. આ પ્રમાણે આ નાટકની નાયિકા નિર્દોષતાની સાક્ષાત મૂર્તિ છતાં પ્રેમતત્ત્વ જાણ પરમ ગુણવતી સુંદરી ખરે એક શોભાશ્રી છે. સ્ત્રિયોને જો સાસુ અવિચારી, સાહસી, કોપાવિષ્ટ, નિર્દય, ધાડી છાતીની અને સ્વતંત્ર વિચારની હોયછે, તો કેવી વિટંબણા વેઠવી પડેછે, તે આમાં અવલોકન કરતાં જણાશે. આમાં સાસુએ ઘણુંજ નિંદિત સાહસ નિર્દયતાથી કર્યું છે. તેમ સ્વતંત્ર મિજાજની સ્ત્રી પતિને પુતળા સરખો ગણી પોતેજ ધણીયાપો ભોગવે છે. તેને છેવટ તિરસ્કાર પ્રાપ્ત થતાં સર્વ પ્રકારે પાછા પડતાં શુદ્ધિ આવેછે, તેમ પોતાની ભૂલને માટે પસ્તાવો કરેછે. તે પણ આમાં જણાશે. તેમ **વિદૂષક** રાજ્યનો ખાનગી અમાત્ય પણ મિત્ર ભાવે વર્તી રાજાને સખારૂપે જે છે, તે, યુવરાજને તેની અઘટિત કલ્પનાને માટે બહુ સમજાવે છે, બોધવચનો કહેછે, તેમ રાજાને કેટલીક અગત્યની બીના જણાવી વાકેફ કરેછે, વગેરે ભાગો અવલોકન કરતાં જણાશે. રાજા પોતે વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થતાં જરા સ્ત્રીને છૂટ આપતાં તેને કેવાં સંકટ આવી પડેછે, તેમ સ્ત્રીના ચલણથી પોતે કેવો દુઃખી બને છે ને કેટલો પશ્ચાત્તાપ પામેછે તે વાંચતાં જણાશે. વિશેષ સ્ફુટ લખતાં પુસ્તકના કદ કરતાં તેની પ્રસ્તાવના મોટી થઈ પડે માટે આટલેથીજ અટકું છું. કેમકે માથા કરતાં મોટી પાઘડી શોભતી નથી. માટે બીજા પાત્રવર્ગને વાં-

ચનાર વાંચતાં જાણી લેશે; ને તેમાંના ભાવો ગ્રાહ્ય સરખા હોશે તે ગ્રહી લેશે.

આટલેથી અટકી મારી પોતાની કૃતિને માટે મારે કંઇજ બોલવાનું નથી. આમાં મેં મુળરસનું આસ્વાદન કરાવેલું છે. નાટક નાટકના અંગે કેવા સ્વરૂપનું છે તે વિદ્વાનોના અવલોકનથીજ જણાશે; અને તેમની પરીક્ષા એજ આનું શ્રેય એમ માનીશ એજ.

જ્યેષ્ઠ શુકલ પક્ષ દ્વિતિયા અને ચંદ્રવાસરે સંવત્ ૧૯૪૭.

લા૦ કર્ત્તા.

## પાત્રવર્ગ.

---

**પ્રહ્લાદ.**—**આદિત્યપુર** નામના નગરનો વિદ્યાધર રાજા.

**કેતુમતિ.**—રાજ્ય મહિષી. **પ્રહ્લાદ** રાજેન્દ્રની સ્ત્રી.

**પવનજય**—યૂવરાજ **અંજનીનો** પતિ. **વાયુ** દેવનો અવતાર.

**કુમાર**—**બાલક. હનુમાન** નામે **પવનજયનો અંજનીથી** ઉત્પન્ન થએલ પુત્ર. **શિવજીનો** એકાદશમો રૂદ્રાવતાર. **રામનો** ચિરંજીવ ભક્ત.

**પ્રહસિત**—યૂવરાજનો સહાધ્યાયિ સહચર. શુદ્ધ મિત્ર ધર્મ પાળનાર.

**પ્રધાન**—**આદિત્યપુરનો**. રાજ્યનો વહિવટ ચલાવનાર.

**સેનાપતિ**—સૈન્યાધ્યક્ષ. **આદિત્યપુરનો**.

**વિદૂષક**—રાજ્યનો ખાનગી અમાત્ય પણ મિત્રભાવે વર્તનાર હાસ્યરસાધિપતિ.

**દાસ**—યૂવરાજનો નોકર.

**અસિધર**—રાજ્યનો ખાસ નોકર.

**દાસ**—લંકાપતિ **રાવણનો**.

**કુસુમસાર.**<br>**પુષ્કરસાર.**<br>**ચંપકસાર.**<br>**અશોકસાર.** } નગરના સંભાવિત ગ્રહસ્થો.

**કલાવંતીઓ**—રાજ્યની ગાનારીઓ.

**પ્રતિહાર**—સભાને મોખરે ઉભો રેહેનાર **દાસ.**

**માગધિયો**—રાજાને જગાડવા પ્રભાતે ગાનારીઓ. રણુવાસમાં રેહેનારીઓ.

**પદ્મા**—રાજ્યની વૃદ્ધ દાસી.

**દાસ**—**પ્રહ્લાદ** રાજાનો નોકર.

**માહેન્દ્ર**—**મહેન્દ્ર** નામના નગરનો વિદ્યાધર રાજા.

**હૃદયસુંદરી**—રાજ્ય મહિષી. **માહેન્દ્ર** રાજેન્દ્રની સ્ત્રી.

**અંજની**—તેની પુત્રી. **પવનજય**ની સ્ત્રી, આગલે જન્મે ઋષિ **ગૌતમ**ની કન્યા.

**વસંતતિલકા**—**અંજની**ની દાસી. સહચરી તરીકે વર્તનારી.

**પ્રતિસૂર્ય**—**હનુપુરના ચિત્રભાનુ** વિદ્યાધર રાજાનો યૂવરાજ **અંજની**નો મામો.

**શિવ**—ત્રિગુણી સ્વરૂપમાં તમોગુણ સ્વરૂપ. પ્રણવ **ઓમ્**માં ઉ સ્વરૂપ. ભોળા સ્વભાવી. ભક્તજનપર સદાકૃપાળુ. વિદ્યાધરોના ઇષ્ટદેવ.

**પાર્વતી**—**સતી. શિવ**ની અર્ધાંગના. **દૂર્ગા** દેવી.

## સૂચિત પાત્રો.

**ચિત્રભાનુ**—**હનુપુર** નામના નગરનો વિદ્યાધર રાજા.

**હિરણ્યાભ**—વિદ્યાધર રાજા.

**વિદ્યુતપ્રભ**—તેનો કુંવર.

**મિશ્રકેશી**—**અંજની**ની સખી. **મહેન્દ્ર** નગરીમાં રેહેનારી.

**રાવણ**—**લંકા**નો, રાક્ષસાધિપતિ. **રામ** સ્ત્રી **સીતા**નું હરણ કરનાર.

## સ્થળો.

**આદિત્યપુર. શિબિર પ્રદેશ. ભયાનક જંગલ. કૈલાસ પ્રતિમાર્ગ. હિમવાન પ્રદેશ અને બદ્રિકાશ્રમ પાસેનું વન.**

# અંજની.



## મંગલાચરણ.

### શાર્દૂલવિક્રીડિત છંદ.

જેણે બાળવયે પરાક્રમ કરી,
રક્ષા કરી યજ્ઞની,
ભાંગી ચાપ કપાળિનું કઠણ ને,
સીતા સતીને વરી;
મારી રાવણ આદિ રાક્ષસ ઘણા,
ભૂભાર ઓછો કર્યો,
એવા રાઘવચન્દ્ર આજ અમને,
કલ્યાણકારી હજો. ૧

ઈતિ મંગલાચરણ.



# અંક ૧ લો.



## પ્રવેશ ૧ લો.

**સ્થળ ઋષિમુખ પર્વત આગળ આદિત્યપુર નામના નગરમાં પ્રહ્લાદ રાજાના યુવરાજ પવનજયનું વિચારભવન.**

**પવનજય, પ્રહસિત, વિદૂષક અને દાસ.**

**પવનજય**—(ગાયછે.) **ચોપાયા.** (મરેઠી ચાલની સાખી.)

**ધનાશ્રી, રાગ પીલુ.**

સઘળે સુખની દાતા નારી, મારે દુઃખ દેનારી;<br>
પ્રેમ વધારે પતિહિતકારી, અહિ તો તોડનકારી. ૧

સ્નેહ વહ્નિને શમાવનારી, અંતર્ગત દહનારી;<br>
કયા જન્મના પાપે મારી, દુર્દશા કરનારી. ૨

વિધિ ખરેખર લખતાં ચૂકયો, પાને પાડી નારી;<br>
પાત્રાપાત્રનો વગ નવ મૂકયો, બુદ્ધિ કરી ફરનારી. ૩

મનોર્થ મોટો મનનો લૂટ્યો, કરી વળી ચળનારી;<br>
ભાવીથી આગ્રહ મુજ છૂટ્યો, પડી રહી નડનારી. ૪

અરે! આ વૈભવ શા કામનો? આ રાજ શા કામનું? આ સુખ સંપત્તિ શા ઉપયોગની? આ રાજસેવકોનો શો સંબંધ રાખવો? નહીં નહીં. એ બધું મારે કશા ઉપયોગનું નથી. જેની સાથે રહીને ભોગવવું તે તો અ-

પાત્ર નિવડી. અરે! મારૂં હૃદય ઉછાળા મારેછે, મન ધીરજ નથી ધરતું. એ **મિશ્રકેશી**નાં દુષ્ટ વચનો એવાં ને એવાંજ હજુ હૃદયમાં સાલે છે. શું એ **વિદ્યુત્પ્રભ** મારાથી સરસ ખરો કે? પણ વિશેષ તો એમ સાલે છે કે, તે વખતે મારી પ્રિયાએ એને બોલતાં વારવી હતી. ખચીત, એણે હૃદય તેને સોંપેલું. ખરેખર, એવી સ્ત્રીનું મુખ જોવું પણ ઘટિત નથી, તો સંબંધ કેમ સંભવે? બસ, બસ, બધા સમજાવે તોપણ મારે એ નિશ્ચયજ છે. વડીલનું વચન ઉત્થાપન ન કરવા લગ્નસંબંધ કર્યો, તો તે ઘણું થયું. હે ભિન્નહૃદયવાળી સ્ત્રી! આશા ન રાખતી કે, તારો પ્રાણપ્રિય તારી સાથે પ્રેમસંબંધ રાખે, એ તો તારા હસ્તમેલાપક વખતેજ છેવટના નમસ્કાર કરી ચૂકયો છે. (દાસ પ્રવેશ કરેછે.)

**દાસ**—(પ્રવેશ કરીને) મહારાજ! આપના મિત્ર **પ્રહસિત** આવેલ છે. આજ્ઞા હોય તો પ્રવેશ કરાવું.

**પવનજય**—સત્વર પ્રવેશ કરાવ.

**દાસ**—બહુ સારૂં મહારાજ. (જાયછે.)

**પ્રહસિત** પ્રવેશ કરેછે, **પવનજય** ઊઠીને માન આપેછે; એટલામાં કેડમાંથી વાંકો વળેલો **વિદૂષક** પણ ગભરાતો પ્રવેશ કરેછે.

**પવનજય**—મિત્ર! આજ કેમ અસુર થયું? શું અમારાં ભાભીએ તમને રોકયા હતા?

**વિદૂષક**—(વચમાં બોલી ઉઠેછે.) આગ લાગો એ ઠઠ્ઠા મશ્કરીમાં. ભાઈ! તમારા વિદ્યાધરોને તો છેટેથીજ નમસ્કાર. મારા વહાલા માતેલા સાંઢો, લાગમાં આવે તો મચડી નાખે કાંધો, અને વધતું ઓછું બોલ્યા તો મારી

નાખવામાં ન રાખે જરા વાંધો. બાપુ, પહોંચી તમારી મિત્રાઈ.

**પવનજય**—અલ્યા! એટલું બધું તે આજ શું બન્યું છે?

**વિદૂષક**—પેલા પુષ્કરસાર તથા કુસુમસારને મેં કહ્યું કે, તમે આમ છેડો કોરે મૂકી વર્તોછો, તે કોઇનો ડર તમને છે કે નહીં? માથા વિનાનાજ ભમોછો. હજુ એટલું બોલુંછું, એટલામાં તો તેનો ભાવાર્થ કંઈ સમજ્યા વગર મારી સાથે કુસ્તીજ ખેલવા મંડી ગયા; અને મારો મારી મારીને અડદાળો કાઢી નાખ્યો. જુવોને! આ કેડ ભાંગી નાખી.

( બહુ ખુંધો બની જાયછે ને રડવા જેવો ઢોંગ કરેછે. )

**પ્રહસિત**—મિત્ર! તમારી ભાભીનો વાંક કાઢોછો, પણ અમારાં ભાભી તો એવાં મોહનમૂર્તિ છે કે, તેની પાસે ગયા, તો પાછા ખસોજ નહીં.

**પવનજય**—જવા દે એ વાત. એનું નામ પણ તારે મારી આગળ લેવું નહીં. તારે લીધેજ આ ગળે તોક બાંધવી પડી. પણ જે મન જુદું તે કદાપિ એક થાયકે? આશાજ ન રાખવી. તમે ભલે એ ગણત્રી ગણ્યા કરો. મારે મન નહીં તે નહીંજ.

**પ્રહસિત**—ગમે તેવી પણ એ તમારી પ્રિયા છે. અને ભાઈ! તમે તમારા વિચારમાં મારા ધારવા પ્રમાણે તો છક્કડ ખાઓ છો. તેમનું તે વખતે **મિશ્રકેશીને** વારવાનું ન થયું તેનું કારણ એટલુંજ કે, શું જગતમાં પ્રેમ એમ પ્રત્યક્ષ જણાવવાનો છે કે? એ બોલી તો તે તેના મુખમાં રહ્યું. મારા વિચાર પ્રમાણે એ બાબતમાં તો એણે અગાધ શહાણપણ વાપરેલું. લોકોને મોઢે

શું એમ કહેતા ફરે કે મારો પ્રેમ એના ઉપરજ છે, એ તો અવિવેકતાનું લક્ષણ કહેવાય.

**પવનજય**—નહીં, નહીં, એમ હોયજ નહીં, એનો પ્રેમ મારા ઉપર એક રતીભાર પણ નથી. અરે! તે વખતે જો એનું (તરવાર મ્યાનમાંથી કાઢી.) આ તરવારે ધડથી માથું દૂર કરવા દીધું હોત, તો આજે આવાં તમારાં વચન શા વાસ્તે સાંભળવાં પડત; તથા મનની વ્યગ્રતા પણ બધી પતી જાત. તે સર્વનું મૂળ **પ્રહસિત** તુંજ છે.

**પ્રહસિત**—તમે મરજીમાં આવે એમ કહો, પણ વિચાર કર્યા વિના એક પણ સહસા કામ કરવું નહીં. પ્રથમ વિચારવું નહીં ને પછી પસ્તાવો કરવો એ ખોટું. જે થયું તે સારાને માટે સમજજો. વળી સ્ત્રી અપરાધી છતાં ગાયનીપેઠે વધને યોગ્ય નથી. સ્ત્રીહત્યા, બાળહત્યા અને ગૌહત્યા, એ ત્રણ મોટામાં મોટાં પાપ છે. આ તો કેવળ નિર્દોષ છે.

**વિદૂષક**—અરે! પણ મારી કહાણી તો સાંભળો, મારા ઉપર તો બેવડો માર પડ્યો, કેડમાંથી વળેલો લંગડતો લંગડતો ઘેર ગયો, તો મારી શંખણી, અરે! ભૂલ્યો, પ્રિયાએ એવી તો સજ્જડ લાત મારી કે, ચત્તો પાટ પડ્યો. (રડેછે.) એનું સત્યાનાશ જાય, રાંડે મારી નાખ્યો રે! ઓ! ઓ! ઓ! (હુસકાં ભરેછે.)

**પવનજય**—ત્યારે, તારા હાથ શું ઘરેણે મેલ્યા હતા? કૂટી નાખીએને, તે ઘડીએ, બાયડીના તે શા ભાર? આપણે પુરુષ શા કામના.

**વિદૂષક**—ના ભાઈ, તમે એમ કહેશો નહીં. જોઈએ

તેવી એ છે, પણ મને તો વહાલી છે. હું તો એને શુદ્ધ અંતઃકરણથી ચાહુંછું. એ તો રોજ આપણે મારીએ તો કોઈ દહાડો એ પણ લગાવી દે. 'સો વારા સાસુના તો એક વારો વહુનો પણ આવે.' અહાહા! "પ્રિયા" શબ્દમાં શી મીઠાશ. વાહ! ગૃહદેવી, તને ધન્ય છે. જગતમાં સ્ત્રી સમાન એક પણ વસ્તુ નથી. ઉગ્ર ચિત્તનું શાન્તિદાયક ઔષધ સ્ત્રીજ છે.

**પ્રહસિત**—વિદૂષક! તું કહેછે, તે સત્ય છે.

**મરેઠી સાખી.**

ઉગ્ર ચિત્ત ને શાન્તિદાતા, ઔષધ સ્ત્રીજ વિવેક;
ત્રયિ તાપને શમાવી દેતાં, વધે રસોદધિ છેક;
પ્રેમામૃત પાન કરતાં, એકસ્થ થઈ દુઃખ ખસતાં.

જો, જે મનુષ્યનો શુદ્ધ, સત્ત્વમય, પોતાની સ્ત્રી ઉપર પ્રેમ સદા કાળ એક સરખો વરતી રહ્યો હોય, તો તે શાન્તિસદનનો ભોક્તા છે, એમ કહેવું સત્ય છે. તેમજ સ્ત્રીમાં પતિવ્રતપણું, શિયળપણું, સ્વપતિપર ઈશ્વરભાવ વિગેરે સુદૃઢ હોવા જોઈએ. પ્રેમ ઘણા પ્રકારનો છે. હું તો કહુંછું કે, જગતમાં સર્વત્ર પ્રેમજ છે. મૂળ માયાથી તો આ જગતની ઉત્પત્તિ છે.

**પવનજય**—એ સર્વ કયારે, કે જ્યારે બન્નેની ચિત્તવૃત્તિ એક હોય ત્યારે, આ તો તેથી વિપરીત છે. ગમે તેટલું તમે કહો. પણ મોતીનું પાણી ઊતર્યું તે શું પાછું ચ’ડી શકે? ના, તે તો નહીંજ. બસ, બસ, તમે એ બાબત મને બહુ શું કામ કહોછો? મારૂં મન કદાપિ પણ હવે તેની સાથે લાગનારજ નથી, નથી, નથી, ને નથીજ.

આ વખતે ઈશ્વર ઉપરથી ઉતરી આવે ને કહે, પણ હું તેનું વચન માન્ય ન કરૂં.

**વિદૂષક**—ભાઈ! 'ઉને પાણીએ ઘર ન બળે,' પણ પ્રત્યક્ષ અગ્નિ પડે તો જુવો પછી ભડકે ભડકા.

**પ્રહસિત**—પૂર્ણ મિત્ર ક્યારે કહેવાય કે જ્યારે સત્ય, સરલ ને શુદ્ધ માર્ગે પોતાના મિત્રને પ્રેરે ત્યારે. તેમાં ભલેને સામાને દૂષણરૂપ લાગે, ભલે તે વાસ્તે હજારો સંકટ વેઠવાં પડે! ભલેને પોતાનું સર્વસ્વ અણહિત થાય? પણ કદાપિ તે શુદ્ધ માર્ગને છોડે નહીં. આમાં ખરેખર તમે મોટી ભૂલ કરોછો! નિન્દાને પાત્ર થશો! જગતમાં દૂષણને લાયક થશો. કેવળ નિરપરાધીપર જુલમ છે.

**પવનજય**—ભલે જગત મને કાલે ભૂંડો કહેતાં આજેજ કહો, અઘોર કર્મનો પાતકી ગણો, દગાનો રમનાર કહો, સ્ત્રીહત્યારો કહો, તેની દરકાર હું જરા પણ રાખતો નથી. નહીં, નહીં ને નહીંજ. કદાપિ પ્રેમ નથીજ બાંધનાર.

**વિદૂષક**—**પ્રહસિત** ભાઈ! કુમારના મનમાં કલ્પિત વિચારો પૂર્ણપણે ઠસેલ છે, માટે તમારૂં કહેવું ઉપયોગી નથી. એ તો સર્વે સ્વતંત્રતાએ વર્તનારા સરખાજ. (મનમાં) બંદા ક્યાં ઓછા ઉતરે એવા છે. હમણાં મારી સ્ત્રી કહે કે બેસ, તો લે આ ઉઠ્યો; ને કહે કે ઉઠ તો લે આ બેઠો.　　　　(એવાજ ચાળા કરેછે.)

**પ્રહસિત**—મિત્ર! હજી જરા વિચાર કરી, મારૂં કહ્યું ધ્યાનમાં લ્યો. એક વખતનું પારખું જુવો કે, કેવો પ્રેમ તમારા ઉપર તેનો છે, અને તેમાં જો ન્યૂનતા જણાય

તો પછી તે વાત કાને ધરતાજ નહીં. જોયા વિના તે ક્યાંથી જાણું? પ્રેમ પરીક્ષા સંકટ કસોટીએ ચ'ડ્યા વિના પરખાતી નથી.

**પવનજય**—અરે પ્રેમ! તું જગતમાં ન હોય તો કેવું સારૂં! મારા જેવાને પાને પડવાથી તારાં કેવાં ચુંથણાં થાયછે? હું તો તને એક વ્યંડળ માફક ગણુંછું. તારો ભક્ત હું નથી. મારાથી વેગળો રહે, કોઈ સત્હૃદયાભિલાષીને પાને પડ, કે તારૂં વળે. પ્રેમ ભાઈ! તમને તો દૂરથીજ નમસ્કાર, સહસ્રવાર નમસ્કાર.

**પ્રહસિત**—શું એમ કહે પ્રેમ તમારામાંથી જશે? ના નહીંજ જાય. પ્રેમ વિનાનું સ્થળ કોઈ ખાલી જ નથી. તમારી રગેરગમાં પ્રેમે સ્થાન કરેલ છે. જો પ્રેમ તમારામાં નથી તો આપણો મિત્રભાવ ક્યાંથી રહે? મુજ સરખા ગરીબનું કહ્યું કાને ધરો, ને લગ્નવેદી આગળ તમારો હસ્ત જેણે ગ્રહણ કર્યો તેને ના તરછોડો. સ્વકીયામાં અનુરક્ત થાઓ.

**વિદૂષક**—આજકાલના તો બૈરીના બળદ થઇને રહેછે. તેના પ્રેમરૂપી જોતરે જોતરાય છે. આગળ પ્રિયા ને પાછળ ચોર સમાન પ્રિય બી'તો ચાલે. જરા આંખ કાઢી તો ભાઇનાં બારે બૂડ્યાં. પ્રિયા! આજ્ઞાંકિત છઊં. આ તમે તો તેથી ઉલટું વર્તન રાખોછો, તે ઠીક કરતા નથી, પછી તો આપ મોટા છો. મશ્કરાનું ખરૂં કહેવું પણ મશ્કરી રૂપ થાય.

**પવનજય**—બહુ સારૂં વિદૂષક, તું ડાહ્યો છે તે જાણ્યો. મારે તારી શીખામણનો હાલ ખપ નથી.

**વિદૂષક**—(મનમાં) ભાઈનો મિજાજ ગયો દેખાય છે.

મોટા લોકોને શું છે? એમની જીભ ચાલે તો આપણો જીવ જાય. મોટાની વાંસે તણાતો જાય તો મરે નહીં પણ માંદો થાય. રાજા, વાજાં ને વાંદરાં એ ત્રણે નહીં પાંસરાં.

**પવનજય**—ભાઈ **પ્રહસિત**! કાલે પાછો મળજે, આજે તો ઘણો વખત થયો ને અમારાં ભાભી પણ તમારી વાટ જોતાં હશે, માટે સુખરૂપ જાઓ. મારાથી તમને કાંઈ અવિવેક સરખું થયું હોય તો ક્ષમા કરવી.

**પ્રહસિત**—બહુ સારૂં મિત્ર! તમારી પોઢવાની વેળા વીતી જાયછે, માટે સુખરૂપ પોઢો. હું જાઊંછું. મારૂં ગરીબનું કહ્યું ધ્યાનમાં રાખજો.　　　(જાયછે.)

**વિદૂષક**—યુવરાજ! હું પણ હવે સિધાવુંછું. (જાતાં મનમાં) ભાઈ! લક્ષ્મી ચાંદલો કરવા આવે ત્યારે મોંઢું ધોવા જાયછે. હશે! આપણે શું? બાકી સ્ત્રી તો એને એવી મળી છે કે, જાણે સ્વર્ગલોકમાંથી **ઉર્વશી** ઉતરી આવી. ખરેખર લાવણ્યલતિકા. ધાનારા તો ધાય, પણ કર્મમાં હોય તો ખાયકેની.　　　(જાયછે.)

**પવનજય**—સગો ભાઈ હોય, પણ તે જુદાઈ રાખે તો શા ખપનો? આ તો સ્ત્રી છે, તેના મનની જુદાઈ આપણે શાવાસ્તે સાંખવી પડે, એના કર્મનું ફળ એને ભોગવવુંજ જોઇએ.　　　(જાયછે.)



## પ્રવેશ ૨ જો.

### સ્થળ રાજમાર્ગ.

### વિદૂષક અને પ્રહસિત.

વિદૂષક—(પ્રવેશ કરી પોતાના ગુણનું વર્ણન કરેછે.)

### ઇંગ્રેજી રાહ.

રંગ ઉપજાવું બોલે બાંધું, હસવું લાવું ખડ ખડ ખડ;
વાટે જાતાં રાઢે થાતાં, કંઈક રડાવું દડ દડ દડ;
બની બનાવું ક્રોધ જગાવું, બહુ બતલાવું ભય ભય ભય;
સારાં નરતાં નરતાં સારાં, એવે પામું જય જય જય.

### ટુક.

ખાઉં નહીં ખતાં, કરૂં સહી મતા,
કરમ અરે કુડાં, સહેજમાં થતાં;
ન હોય પાણી જ્યાં, બનાવું રેલ ત્યાં;
મુંડયા મેં શિષ્ય ઘણાં, થોડા બસ, છટ છટ છેલ. રંગ૦ ૧

બંદા તો જાતે ફક્કડ કેની? મરજીમાં આવે ત્યાં ફરીએ, લહેરથી કામ કરીએ, કજીઆના કાકા થઇએ, પાંચમાં પૂછાઇએ, આ જગતનો ભાર બધો વ્હોરીએ, લાંબા થઇને સહોડીએ, વારે વારે દોડીએ, ચ’ડી બેસીએ ઘોડીએ, (પોતાને પોતે કહેછે.) વાહ, વાહ, વિદૂષકજી! તમારા જેવા દુહ્લા કોઈ દેખું નહીં. શી તમારી પ્રશંસા? કોઇને તમારા શિવાય ચાલેજ નહીં. રડતી સુરતવાળાઓના તમે પરમ ઔષધરૂપ છો.

પ્રહસિત—(પ્રવેશ કરી) કેમ ભાઈ! આજ તો હવામાં ઘર બાંધતાં દેખું. વરને કોણ વખાણે, વરની માજ તો.

વાહ! બહુ સારા માણસ! હશે જવા દ્યો એ વાત. ભાઈ! આજ સાંભળ્યો આ **પવનજય**નો નિશ્ચય. એનામાં કેટલી બધી ઉદ્ધતાઈ. બિચારી અબળાનો કાંઈ વાંક નથી. ફોકટ તેનાથી રુષણું લઈ બેઠા છે. એના જેવી સર્વ ગુણ સંપન્ન સ્ત્રી જગતમાં ખોળે પણ મળી આવે નહીં. તેના સ્વરૂપ આગળ ઇન્દ્રની **ઉર્વશી, તિલોત્તમા, રંભા, મેનકા,** એ આદિ અપ્સરાઓ પાણી ભરે. બે ઘડી **સૂર્યનારાયણ** પણ થંભી રહે. કોઈ એવો અભાગીઓ હોય કે આવી પ્રિયાની સાથે પ્રેમ ના બાંધે?

**વિદૂષક**—ખરૂં કહોછો. હું પણ સાંભળું છું કે, વિદ્યાધરોમાં કોઇને ઘેર આવી સ્ત્રી નથી. મારી સ્ત્રી એની પાસે રોજ સેવાને માટે જાયછે. તે પણ કહેતી હતી કે, કુમાર તો મહા ભાગ્યશાળી છે. તેમની સ્ત્રીનો જોડો જગતમાં ખોળે મળે એમ નથી. આટલું છતાં તેના ઉપર એનો અભાવ શાથી થયો હશે? તમે તો તેના મિત્ર છો, તેથી ખબર હશે.

**પ્રહસિત**—એ કર્મકથા મોટી છે, પણ તેનો સાર કહુંછું. એ **દન્તી** નામના પર્વત આગળ **મહેન્દ્ર** નામના નગરમાં **માહેન્દ્ર** વિદ્યાધરની કન્યા થાય. તેનું યૌવનસ્વરૂપ પ્રાપ્ત થવામાં થોડો વિલંબ છે, એમ જાણી રાજાએ પોતાના પ્રધાનોને બોલાવી, એના લાયક વરની શોધ માટે દેશદેશાવર મોકલ્યા. તેમની નજરમાં બે કુંવરો આવ્યા. એક આપણા રાજાના કુંવર ને બીજો **હિરણ્યાભ** રાજાનો કુંવર **વિદ્યુત્પ્રભ.** પણ જ્યોતિષીઓના મત પ્રમાણે તે કુમારનું આયુષ્ય માત્ર અઢાર વર્ષનું છે, એમ રાજાને જણાવી, આપણા રાજાના કુંવરની ઘણી પ્રશંસા કરી. યોગ એવો બન્યો કે, **શ્રીનંદીશ્વર**

દ્વીપમાં **નંદીશ્વર**ની યાત્રા કરવા સર્વ વિદ્યાધરો પરિવાર તથા ઋદ્ધિ સહિત ગયા. તેમાં આપણા રાજા પણ ગયા હતા. ત્યાં આગળ આપણા રાજાએ એ રાજા આગળ એની છોકરી **અંજની**નું માગું કર્યું. **માહેન્દ્ર** રાજાએ, પોતાનો આગળથી વિચાર હતો, તેથી હા ભણી. લગ્ન પણ ત્રણ દિવસની અંદર કરવાનું ઠરાવ્યું.

**વિદૂષક**—ત્યારે અંટસ શાથી પડ્યો? એ વાત કહો.

**પ્રહસિત**—પછી કુંવર મારી આગળ કહેવા લાગ્યો કે, મિત્ર! પોતાના સ્નેહીને મળવાનો સંભવિત કાળ જેમ જેમ નજદીક આવતો જાય, તેમ તેમ અધીરતા વધે છે. મારે એ સ્ત્રીના ગુણદોષની પરીક્ષા કરવી છે. અમે બન્નેએ તેજ રાત્રીએ એના મેહેલમાં જવાનું ઠરાવ્યું, અને રાત્રી પડતાં તેના મેહેલમાં તે સાતમી મેડીએ હતી ત્યાં ગયા, અને કુમાર એક ગુપ્ત છિદ્ર શોધી બધી ચરચા જોવા લાગ્યો. એ સમયે એની દાસી **વસંતતિલકા** આપણા કુંવરના ગુણની પ્રશંસા કરતી હતી, એટલામાં એની સખી **મિશ્રકેશી**, જેનાથી આ વિપરીત પરિણામ આવ્યું. તે કહેવા લાગી કે, **વસંતતિલકા!** તું શાનાં **પવનજય**નાં વખાણ કરેછે? **વિદ્યુત્પ્રભ** આગળ એ કશા લેખામાં નથી. અમૃતનું એક ટીપું લીધું હોય તો ચિરંજીવી થાય અને વિષ પાનથી તો મૃત્યુજ થાય. આટલું બોલવું થયું, એટલામાં ભાઇનો તો મિજાજ ગયો. એ તો લાગલોજ મ્યાનમાંથી તરવાર કાઢી વધ કરવાજ તૈયાર થયો. આ અંટસ આટલાજ કારણથી પડ્યો છે.

**વિદૂષક**—ઓય, ઓય, વાતમાં તો હીંગનો પણ સાર ન દેખું? ખરેખરી એ પતિવ્રતાજ. પોતાના પ્રાણપ્રિયની પ્રશંસા પણ ન કરી, તેમ બીજાને પણ માઠું

ન લગાડ્યું. આવી બાબતમાં તો તકસીરવાન આપણા કુમારજ છે. નિરપરાધી પ્રાણી ઉપર આવડો જુલમ કરવો ના ઘટે. ઈશ્વરનો ડર તો રાખવો. ખરેખાત, સાધવી ફોકટ ફસાઈ છે. તમારા વિદ્યાધરો તો ખરેખર માથાના ગયલાજ દેખું. આવોજ ઈનસાફ કે? ન્યાયની ક્યાં કમબખ્તી લાગી કે આપણા કુમારને પાને પડ્યો.

**પ્રહસિત**—હશે, એ વાત જવા દ્યો. વખત ઘણો થયો છે, માટે હવે હું તો જઈશ. (જાયછે.)

**વિદૂષક**—(પોતાને) બન્દા! તમે પણ ચાલો, ઘર ભેગા થાઓ. ઘેર બાયડી છોકરાં વાટ જોતાં હશે. (મનમાં) ભાવ પણ નહીં પૂછતાં હોય. આ તો બધું પોકળશ્રાદ્ધ.

(જાયછે.)

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ વિલાસભવન.

**અંજની પલંગ ઉપર મહા શોકમાં મૂર્છિત પડેલ છે તથા તેની દાસી વસંતતિલકા તેનું આશ્વાસન કરેછે તથા ગાયછે.**

**વસંતતિલકા**— **સાખી.**

શોક કરી દિન રાત બહુ, વદન કર્યું છે મ્લાન;
નિત્ય ભજન પિયુનું કરી, ભૂલી નિજનું ભાન.

**ભૈરવી. દીપચંદી.**

પામી સતત વિયોગ જો, ખરી સતી તે પ્યારી તો;
પ્રીતિ રતી છૂટી નથી, ખરી સતી તે પ્યારી તો.
પતિ, જે રસ મધૂર કદા, આપદામાં ખરાબ સદા;
વિરહે મૂર્છા હાલમાં, ખરી સતી તે પ્યારી તો.

નેમ પ્રિયાંગનો ખરો, સ્ફૂટથી થાયછે મરો;
દેહ આ કૃશ વ્હાલા વિના, ખરી સતી તે પ્યારી તો.

અરે! આ કોમળાંગી આમ ને આમ લેવાતી ચાલી, તેનાં કોમળ ગાત્રો દિવસે દિવસે શિથિળ થતાં ચાલ્યાં, સૌંદર્યવલ્લી પ્રેમવારી વિના સૂકાતી ચાલી.

**અંજની**—(સ્વપ્નમાં બકે છે.) પ્રાણુનાથ, મારો શો અપરાધ? આ અનાથ પ્રિયા ઉપર આવડો શો કોપ કરવો? પ્રાણુજીવન! ક્ષમા કરો. આ વિરહ દુઃખ નથી સહેવાતું, જરા તો બોલો, હવે કોઈ દહાડો અપરાધમાં આવવા સરખું નહીં કરૂં. ના, ના, નહીં જવા દઉં. આમ તરછોડોછો શું કરવા? કેમ જાઓછો? ઓ! ઓ! ઓ! (એકદમ ચૌંકી પલંગ ઉપરથી છલંગ મારેછે.) પ્રાણુનાથ! કયાં ગયા! અરેરે!! હું અભાગિણીને કેમ જડતા નથી. (આમ તેમ મેહેલમાં જાયછે ને નાસાનાસ કરેછે.) પ્રાણુનાથ! પ્રાણુનાથ! પ્રાણુનાથ! કયાં છો? સત્વર દર્શન ઘો. આમ વાહોછો શું કરવા? આ હું આવી. કયાં સંતાયા! હવે ધીરજ નથી રહેતી, આવો, ભેટો, હું તમારી પાસે છું. મને શું કરવા ખોળોછો? આ બેઠી. કેમ હજી નથી આવતા? (શુદ્ધિમાં આવ્યા પછી) અરે! પ્રાણુપતિ તો કયાંથી મળે? જેનાં દર્શનનો લાભ મેં કર્મહીણીએ કયારે દીઠો છે? ચૉરીમાં મંગળ ફેરા સાથે ફર્યાં, એજ માત્ર, જેમ દેવનાં દર્શન દુર્લભ તેમ મારા પ્રાણુપતિનાં પણુ! અરે વસંતતિલકા!

**વસંતતિલકા**—કેમ બાસાહેબ! આજે આટલાં બધાં ઘેલાં કહાડયાં? વાહ! એ સારૂં કહેવાય કે! જ્યાંસુધી દૈવી કોપ હોય ત્યાંસુધી એ ભોગવવેજ સ્ફૂટકો. ધીરજ ધરો, ઈશ્વર સૌ સારાં વાનાં કરશે, પણુ, શી આજ્ઞા છે?

**અંજની**—મારા પતિનું ચિત્રપટ લાવ. એમની મનમોહનમૂર્તિ મારા હૃદયમાંથી ખસતીજ નથી. દૃષ્ટિ સન્મુખજ સારા, બહુ વાર ના કર, સત્વર આણી આપ.

**ગીતિ.**

છબિ છબિલાની જોવા, મન છે ઉત્સુક અપાર સખિ! મારૂં;
લાવ નયનની સામે, નિહાળિ જેને જરાક મન ઠારૂં.

**વસંતતિલકા**—(લાવી આપેછે.) લ્યો, આ તસબીર. જોજો, સંભાળજો, નાસી ના જાય. (મનમાં) પતિની પ્રીતિ વિના તેની કેવી તેના ઉપર પ્રીતિ છે. તેને તેનું તન, મન, ધન, તેનો પતિજ છે.

**અંજની**—હું જ્યારે ભાગ્યહિણી થઈ ત્યારે તને મજાક કરવાનો વખત આવ્યો. (પ્રતિમાને કહેછે.) આ બધો વાંક તમારો છે. તમારે શાવાસ્તે દૂર રહેવું પડે, હવે બોલો મારી સાથે. તમે જે આજ્ઞા કરશો તે સત્વર હું બર લાવીશ, આ મારૂં શરીર પણ આપને અર્પણ કરેલછે. આપ જ્યાં વેચો ત્યાં વગર મૂલની દાસી હું વેચાઉં. મારૂં કાલ મૃત્યુ થતાં આજ ભલે થાઓ, પણ આપને જરા પણ આંચ ન આવો. પ્રાણપતિ! સદા સુખી રહો. આપ તો દયાળુ, જ્ઞાતા, મર્મ જાણ, પરમ સુજાણ છો. કદાપિ પોતાની પ્રિયા આડી થઈ, તો પોતે તેને સમજાવી ઠેકાણે લાવવી, પણ આમ નાસતા નજ ફરવું. બોલો, બોલો, પ્રાણપતિ! બોલો, કાં વળી રીસાયા? હમણાં આટલું કહ્યું તે ફોકટ કે? હું તમને શું કહી શકું? (પોતાની છાતી સાથે છબી દાબેછે.) આહાહા! કેવું આપનું કોમળ ગાત્ર? મારા જેવીના જડ શરીરવડે આપ કરમાઈ જશો. તમો તો માળીનાં ફૂલ છો.

**વસંતતિલકા**—દેવી આમ છેક બેભાન કેમ બન્યાં?

આ તો કાગળ છે. મૂકો એ ફાટશે, જરા ડાહ્યાં થાઓ. આમ છેક અધીરાં શું બનોછો? બે દહાડા દુઃખના કાલ વહી જશે. લોક હાંસી સરખું ના કરો. વાએ વાત ઉડી જાય. નગરના લોકો ગાંડામાં લેખશે. હાથે કરીને પોતાનો બોજ શું કામ ગુમાવોછો? એમ કરવે એ શું તમને આવી ભેટશે?

**અંજની—વસંતતિલકા!** ભલે બધા મને ઘેલી કહે.

## ગીતિ.

કયાં સુધી ધીર ધારૂં, કામ પડ્યો જ્યાં પુઠે ધનુષ ધારીં;
કઠણુ કરી મન રહિ પણુ, પ્રેમ પરાયણુ હવે ખચિત હારી.

મારા પ્રાણુનાથે આવી અવસ્થા કરી ત્યારેજ તો! પતિવિરહ તે કેટલો સહેવાય? મન ધીરજ નથી ધરતું, ત્દ્હૃદય ઉછાળા મારેછે. આ રાત્રિ તો વેરણુરૂપ થઈ પછવાડે લાગી છે. **ચન્દ્રમા** પોતામાં શીતળતા છતાં મારામાં વિરહાનળ પ્રગટ કરેછે. રાહુ નામનો ગ્રહ, જે એને પીડેછે, તે એટલાજ માટે. મારા જેવીના શાપો શું સારા કે? અરે! પણુ એમાં શું એ કરે? એનો શો વાંક! હમણાં પતિ સાથે હોય તો એજ કેવો સુખકર લાગે? ભાઈ! મારા પૂર્વજન્મના કર્મદોષથી આ બધું હું ભોગવુંછું. ક્ષમા કરજે, મારાથી તને અવિવેકતાનાં વચનો કહેવાયાં માટે, તને રીસ રાખવી કેમ પરવડે? મારા જેવી ઘણીએ જગતમાં દુઃખી હશે, ના, આવું તો દુઃખ નહીંજ ભોગવતી હોય. આમાં વિત્યામાં હવે શું બાકી રહી છે? છેવટે દેહનો નાશ કરવો એજ.

**વસંતતિલકા—**દેવિ! ધીરજ ધરીને દુઃખ સહન કરો.

**અનુષ્ટુપ્ છંદ.**

આપથી દુઃખિયારાંનાં, દૃષ્ટાન્તે મન વાળવું;
શ્રેષ્ઠ છે એજ સર્વેથી, જ્ઞાને દુઃખ દબાવવું.

**અંજની**— પણ સખિ! એક ક્રૂર દુઃસહ પરિત્યાગ, અને બીજો વહાલાનો વિયોગ, એ ઉભય અગ્નિએ બળતી હું કૃપાને શરણજ છું. હા! વલ્લભ! (કહીને મૂર્છાગત થાયછે.)

**વસંતતિલકા**—અરે! પાછાં દેવી મૂર્છિત થયાં. ભલા ભગવાન!　　(વિચારમાં લીન થાય છે.)

(પડદો પડેછે.)



# અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો.



**સ્થળ નગરચોક.**

**નગરવાસી, વિદ્યાધરો ને પાછળથી રાજસ્વારી.**

**કુસુમસાર**—કેમ પુષ્કરસાર! આજ રાજાજીએ કુમારના જન્મમહોત્સવને લીધે આ બધી ધામધૂમ કરી હશે? રચના તો જોવા જેવી છે. સવારથી લોકો નાહી, ધોઈ, ષટ્કર્મ કરી, સારાં સારાં વસ્ત્રાભૂષણ પહેરી, સર્વ દેવસ્થાને જઈ, શિવદર્શન કરી, ભોળા શંકર પાસે કુમારનું ચિરાયુ માગી, રાજ સભામાં જઈ, રાજાજી તથા કુમારનું મુખાવલોકન કરી, પાછાં ઘેર આવી, સારાં મિષ્ટાન્ન જમી, સહુ પોતપોતાને કામે વળગ્યાં.

**પુષ્કરસાર**—પણ, સાંજનાં સર્વે કામ જલદી આટોપી,

પાછા નગર બહાર જઈ, મલ્લયુદ્ધ, કસરત, સૈન્યવ્યૂહ જોઈ, રાજસ્વારી સાથ પાછા ગામમાં આવી, પોતાને ઘેર ગયા. તેમાં આપણે સારો ભાગ લીધો, તેથી વિશેષ આનંદ સરખું લાગ્યું.

**ચંપકસાર**—તેમ આજ રાત્રીની શોભામાં શું મણા છે? જુઓને! આ ઘેરે ઘેર કેવા દીપક દીપી રહ્યા છે? હવે તો વખત ઘણો ન જતાં જલદી રાજસ્વારી રોશનાઈ જોવા આવવી જોઇએ. આ બધું આપણા રાજાજી કરે છે, પણ તેથી કુમારના મનનો શોક કાંઈ ઓછો થતો નથી. કોઈ ઊંડા વિચારમાં હોય એવા તે લાગે છે. એટલું બધું એને શું દુઃખ હશે? એની સમજ કાંઈ પડતી નથી.

**અશોકસાર**—મને હમણાંજ **વિદૂષક** મળ્યો હતો, અને તે જાણતો હશે! એવું ધારી, મેં તેને કુમારની ઉદાસીનું કારણ પૂછ્યું તો, તેનાથી જાણવામાં આવ્યું કે, રાજાજીએ કુમારને આ સ્ત્રી જે પરણાવી આપી છે, તે એની મરજી ઉપરાંત થયું છે. તેનો શોક દૂર કરવા તેનો મિત્ર **પ્રહસિત** ઘણું મથે છે, પણ, પોતાના મનમાં ખોટું ઠસેલું તે દૂર કરતા નથી, એમાં વાંક કુમારનો જણાય છે.

**પુષ્કરસાર**—અરે! રાજહઠ, બાળહઠ અને સ્ત્રીહઠ, એ ત્રણે નિવારવા અશક્ય છે. એની સ્ત્રી તો પતિવ્રતામાં એક પારસમણિ જેવી છે. પરપુરુષને મુખ કદાપિ પણ બતાવતી નથી, તો સંભાષણની તો શી વાત કરવી? તેમના પ્રત્યે કુમાર આવો ભ્રષ્ટ વિચાર રાખે તો તે મૂર્ખતાનું લક્ષણ છે. હશે! મોટાની વાતો તો મોટા જ

જાણે. ( નિશાન ડંકો થાય છે, સર્વ ચોંકે છે અને એટલામાં રાજસ્વારી આવે છે. )

**રાજા**—કુમાર, આજનો માંગલિક દિવસ ઈશ્વર સદા આપ્યા કરે, એવું હું ઇચ્છું છું. તું તારૂં શોકવદન કેમ રાખેછે? આનંદમાં રહે, કોણે દીઠી છે કાલ? આ દેહ ઘણો શોક કરવે ઘટતો જશે. શરીર સુખી તો સૌ સુઝે. દેવાર્ચન, ઈશ્વરસ્તવન, એ સર્વે ત્યારે સારાં. વિચારમાં ને વિચારમાં તેં અર્ધ કાયા કરી નાખી.

**પવનજય**—પિતાજી, એ બાબત બહુ હવે ના કહો. મને સર્વે શોકસદનસમ શૂન્ય લાગે છે. મારી સુખસંપત્તિ ગઈ સમજજો. હું જગતમાં દુઃખ ભોગવવા સરજાયલો છું. આપ વડિલની આગળ હું શું બોલું? મને ક્ષમા કરો! ( સ્વારી રાજમહેલ તરફ જાય છે. )

**કુસુમસાર**—ચાલો, ભાઈઓ! આપણે પણ હવે ઘેર જઈએ. ( સર્વે જાય છે. )

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ રાજમહાલય.

### રાજા, રાણી, કુમાર, પ્રધાન, સેનાપતિ, વિદૂષક, કલાવંતીઓ, દાસ તથા પ્રતિહાર.

**કલાવંતીઓ**—( ગાય છે. ) **ખમાચી ઠુમરી.**

શોભે કેવો ઓપીત રાજસમાજ;<br>
તેજ રૂપ રાજન ધનવાનો સાજ. ટેક. ૧<br>
દીસે રૂડા કેવા દિવાળી જેમ દિવા જ;<br>
શોભા તો છે અગણીત રચનાને કાજ. તેજ૦ ૨

રાચે સાચે સાથે પ્રજા તો શોક વિનાજ;
દીસે છે તે રમણીક રિઝવાને રાજ. તેજ૦ ૩
વિપ્રો બન્દી બોલે જયોના ઘોષ નવાજ;
આશિષો તે ફળદાય સઘળાને આજ. તેજ૦ ૪

**પ્રહ્લાદ**—પ્રતિહાર! ખજાનચીને, આ કલાવંતીઓને સારો પોષાક આપવાનું કહે.

**પ્રતિહાર**—બહુ સારૂં મહારાજ! (કલાવંતીઓને) ચાલો.
(જાય છે.)

**વિદૂષક**—વયસ્ય! એનામાં એટલી બધી ચતુરાઈ તમે શું ભાળી! કે ઈનામ આપવા મન કર્યું? ખરૂં ઇનામ તો મને ઘટે. હું ન હોઉં તો આ તમને બધાને આટલા કોણ રીઝાવીને આનંદમાં રાખે? હાસ્યરસનો ધંધો, એ અમારા બાપદાદાથી ઊતરી આવેલો છે. હું જ્યારે જન્મ્યો ત્યારે ગળથુથીમાં પાયો છે. જગતમાં મારા જેવા ઘણા થોડાજ મળી આવવાના!

**પ્રહ્લાદ**—ત્યારે તારે શું જોઇએ છીએ?

**વિદૂષક**—મારે બીજું કાંઈ જોઇતું નથી. માત્ર એટલુંજ કે, મારી બૈરી રોજ સવાર પડે ને લડવા અડે. માથુ પકવી નાખે છે. ચૂડનો વળગાડ કેમે કર્યો કેડો છોડેજ નહીં, ને જરા શીખામણ દેઊં તો કહે કે, મારો રોયો મને કહે છે! મુવા! બેસ વેગળો. હવે કરવું તે કેમ? ગામમાં કોઇને પણ આવી કભારજા નહીં મળી હોય? એ તો જેનાં મોટાં પુણ્ય તેને જ મળે.

**પ્રધાન**—એમાં કાંઈ રાજાજીની આણ ફરે? એ તો તારામાંજ તેને ઠેકાણે લાવવાની સમજણ જોઇએ.

**સેનાપતિ**—પોતામાં પાણી હોય તો પછી બાયડીના

તે શા ભાર? સામું બોલે? જીભડો ખેંચી જ કાઢીએ તે ઘડીએ.

**વિદૂષક**—એ તો લડાઈમાં જ તમારૂં કામ, ઘરની લડાઈ તો જુદાજ પ્રકારની. ત્યાં સમશેર બહાદૂરનું કામ નથી. મીઠી મીઠી વાતો કરી ભોળવીએ તો ભોળવાય, ને ઝટ લેતી ચુપ થઈ બેશે.

**સેનાપતિ**—બાયડીને પગે પડ પગે.

**વિદૂષક**—વખત આવે એમ પણ કરવું પડે. હમણાં તમારી જ સ્ત્રી કોપમૂર્તિ થઈ બેઠી હોય તો, કાકા કહીને પગે પડો. ખાઓ શું ગોથાસ્તો. 'ગોળ વિનાનો કંસાર નહીં, ને બાયડી વિનાનો સંસાર નહીં.'

**સેનાપતિ**—સખણો રહે બહુ થયું? તારૂં ડાહપણ નથી જોઈતું.

**વિદૂષક**—(મનમાં) ભાઈ **સેનાપતિ**, તેથી સઘળે દમપર જ કામ લેતાં દેખું. ખબર નથી શું બાયડીના બળદને? હજુ તો કાલે પગે પડ્યો'તો. હવે ઝાઝું વેતરવામાં નવનું તેર થઈ બેસે.

**પ્રતિહાર**—મહારાજ! કોઈ **દાસ** આવેલ છે, ને તે લંકાપતિ રાજેન્દ્ર **રાવણ** મહારાજનો છે. આજ્ઞા હોય તો પ્રવેશ કરાવું.

**પ્રહ્લાદ**—એને સત્વર પ્રવેશ કરાવ. (મનમાં) એવું શું કામ પડ્યું હશે?

**દાસ**—(પ્રવેશ કરે છે.) મહારાજ! આપને વંદન કરૂંછું.

**પ્રહ્લાદ**—રાક્ષસરાજ **રાવણ**ને મારા સરખું શું કામ પડ્યું છે? એ તો મહા સમર્થ છે. મોટા મોટા દેવ દાનવને પોતાના સામર્થ્યે વશ કરી લીધા છે, તો તેમનાથી

કોઈ પણ કામ અશક્ય હોય એમ નથી. જે સંદેશો હોય તે નિવેદન કર.

**દાસ**—મહારાજ, દુર્મતિ **વરુણ** અમારા રાજાનો દ્વેષ કર્યા કરેછે. તે કોઇની આજ્ઞા માનતો નથી, પણ ઊલટું કહેછે કે, **રાવણે** મારી આજ્ઞા માનવી. તેનાથી શું થનાર છે? મને **ઇન્દ્ર, યમ, કુબેર** કે **મરુત** રાજા સરખો સમજતો નહીં.

**પ્રહ્લાદ**—પછી મહારાજે તેનો શો ઉપાય કર્યો? તેની સાથે યુદ્ધ કરયું કે? અથવા શું બન્યું? તે સર્વ વૃત્તાન્ત કહે.

**દાસ**—પછી અમારા રાજાએ તેના નગર ઊપર ચ'ડાઈ કરી, તેમાં તે સામે લડવાને પોતાના બે પુત્રો **રાજીવ** તથા **પુંડરીક** સાથે લઇને આવ્યો. તે દારુણ યુદ્ધમાં મહા પરાક્રમી તેના બે પુત્રો અમારા રાજાના બનેવી ખરદૂષણને બાંધી લઈ ચાલતા થયા, ત્યારે રાક્ષસસૈન્ય ચારે દિશાએ નાસવા લાગ્યું.

**પ્રહ્લાદ**—એ બહુ ખોટું થયું! ભલે પોતાનું સર્વસ્વ જાય, પણ ટેક ન જવી જોઇએ. મને લાગે છે કે, તારૂં આવવું તેટલાજ માટે હશે.

**દાસ**—હા મહારાજ, આપની સહાયતાની ઘણી જરૂર છે. મને એટલા માટે જ મોકલ્યો છે.

**પ્રહ્લાદ**—ઠીક છે, હું એમને મદદ આપવાની તૈયારી કરૂંછું. (પ્રધાનને) કેમ પ્રધાનજી! આપણે મદદ કરવી જોઇએ. આપણા ઉપર તેમનો ઘણો સ્નેહ છે. મારા સખારૂપ છે. તેમની સાથેનો સંબંધ ફળદાયક છે.

**પ્રધાન**--સત્ય કહો છો. માણુસનેજ માણુસનો ખપ

પડે છે, તો આવા સમર્થ રાજાની માગણી જરૂર સ્વીકારવી જોઇએ.

**પ્રહ્લાદ**—સેનાપતિ! હાલમાં સૈન્ય કેવી દશામાં છે?

**સેનાપતિ**—મહારાજ, કાલેજ અજમાએશને માટે સૈન્યવ્યૂહ કરવામાં આવ્યો હતો. પરિણામ મનમાનતું આવ્યું હતું.

**પ્રહ્લાદ**—ઠીક, ત્યારે હૂકમ ફેરવો કે, એક દહાડામાં સર્વ સૈન્ય તૈયાર થાય. કુચ કરવાને ઝાઝો વિલંબ નથી.

**સેનાપતિ**—હું રજા લઉછું ને આજ્ઞાપ્રમાણે સર્વ વ્યવસ્થા કરૂંછું. (જાય છે.)

**વિદૂષક**—હું પણ સાથે જાઊં કે? મારી રંગીલી ઘોડીપર સ્વાર થઈ, હાથમાં સવા મણની ગદા લઈ, તડાતડી ને પડાપડીથી જ કામ લઈશ. મારા જેવો બહાદૂર નર કોઈ જનેતાએ નહીં જણ્યો હોય!

**પ્રહ્લાદ**—( વિદૂષકનું બોલવું ન સાંભળ્યું હોય એમ ) પ્રધાનજી, સૈન્યની સંગાથે કોઈ જઈ શકે તેમ નથી, માટે હુંજ જઈશ. તમે સર્વ રાજ્યવ્યવસ્થા કુમારની અનુમતિથી કરજો. કેમકે, કુમાર હજુ એ બાબતમાં તદન નવીન છે, અને અનુભવ વિનાનું કામ ફળિભૂત ન થાય. એ બરાબર ઘડાયલ નથી.

**પવનજય**—પિતાજી, આપ એટલી બધી મારે માટે ચિન્તા ન રાખો. હું સૈન્યની સંગાથે જઈશ. આપ જરા પણ અંદેશો ન લાવો. એ તો જ્યાંસુધી બહાર ન પડ્યા ત્યાંસુધી ભીતિ. એક વખત મેદાનમાં પડ્યા પછી શાની ચિન્તા?

### દોહરો.

સિંહ અગ્નિ ને સૂર્યનું, તેજ નહીં સે'વાય;
પરાક્રમે જે પ્રૌઢ તે, નાના કયમ કે'વાય. ૧

**પ્રહ્લાદ**—પણ તારી ઊમર એટલી પાકટ થઈ નથી. એ કંઈ સાધારણ કામ નથી. ત્યાં તો હજારો સંકટો નડે, ને પછી પાછું હઠવું એ હાંસી સરખું થાય. મારો તો વિચાર પૂગતો નથી.

**પવનજય**—તમે અકળાશો નહીં. આયુષ્યપ્રમાણ કોઈથી તોડાતું નથી, માટે હું તો જરૂર જઈશ.

**પ્રહ્લાદ**—તારો જ્યારે એટલો બધો આગ્રહ છે, તો સુખે જા. હે પરમાત્મા! આ મારૂં જીવનસ્વરૂપ તારા સ્વાધીનમાં સોપું છું, તું તેને સર્વથા સહાયરૂપ થઈ રહેજે.

**પવનજય**—પિતાજી! હવે આજ્ઞા લઉં છું. મારા તરફની સર્વે તૈયારી કરી રાખું કે ખોટી થાવું ન પડે.

(જાય છે.)

**કેતુમતિ**—(પ્રવેશ કરેછે.) ખરે! દાસીએ કહી એ સર્વ વાત મળી. કુમાર તો અહીં ન મળે! ગમે તેવા પણ પુરુષ કઠિન હૈયાના. (રાજાને) તમે આજુબાજુનો વિચાર કર્યા વિના એકદમ કુમારને શું ધારી મોકલ્યો? એટલું તો વિચારવું હતું કે, તેની ઊમર શું? કયે દહાડે સેનાનું રૂપ જોયું હતું? આ તો ચ'ડ જા બેટા શૂળીપર, એવું કર્યું.

**પ્રહ્લાદ**—તું તો ગાંડી થઈ છે. ત્યારે શું અહીં બેસાડી મેલીએ? જ્યાંસુધી જગતમાં માણસના જાણવામાં કેવા કેવા પ્રકારો છે? એ ન આવે, ત્યાંસુધી તેણે જન્મ લીધો વ્યર્થ છે. જગતમાં દરેક કામ ભૂષણરૂપ કરવું પણ દૂષણરૂપ ન કરવું.

**કેતુમતિ**—ભલે, તમે મુખત્યાર છો, પણ જો મારા કુંવરને કાંઈ વિઘ્ન થશે તો જવાબ આપવો ભારી પડશે. મારૂં ખરૂં ધન તો એ કુમાર છે. એના વિના મારે સંસાર અસાર છે.

**પ્રહ્લાદ**—અનાથનો બેલી ઈશ્વર સારૂંજ કરશે.

**વિદૂષક**—મારો તો પ્રત્યુત્તર ન મળે.

**પ્રહ્લાદ**—એ તો સમરાઙ્ગણ, નહીં ધરાઙ્ગણ. તારા જેવા ઊતાવળીઆનું ત્યાં કામ કાંઈ નથી.

**પ્રધાન**—વખત ઘણો થયો છે, માટે આજ્ઞા લઊં છું.

**પ્રહ્લાદ**—આજ ઘણો વખત વિત્યો છે, માટે વિસર્જન છે.

(સર્વે જાય છે.)



## પ્રવેશ ૩ જો.

### સ્થળ અંજનીના વિલાસભવનનો રસ્તાપરનો દેખાતો ભાગ.

### અંજની, વસંતતિલકા અને પવનજય.

**અંજની**—(રસ્તાપરની બારીએ ઊભીને ગાય છે. **વસંતતિલકા** પાસે ઊભી છે.)

### ગઝલ, સોહીની પ્રજ.

સ્વામીનો મારામાં જ્યારે, મનથી ભય પામે જો લય;<br>
રસ સરસ પ્રીતિતણો, અફસોસમય ત્યારે તો ક્ષય. સ્વા૦ ૧<br>
પળમાં મુજ દેખું જો સહિ, દીઠા વિના સુખ થોડું નહીં;<br>
જાવા દેવો પતિ ખરે તો, પ્રાણહત મારે શો ભય. સ્વા૦ ૨<br>
તજશો મળ પ્યારા જો ચહિ, દા'ડો ખરે ધન મારો અહિં;<br>
માટે રાખો દિલ દયાનું, આપ પ્રિય મારા હો જય. સ્વા૦ ૩

તજવી પ્રિય મારાએ રહિ, દેખે જરા લત બૂરી કહી;
આવા તાપે નિત્ય તપું હું, કાળ ઝટ આવે તો વય. સ્વા૦ ૪

**વસંતતિલકા!** ત્યારે તું કહે છે, તે ખરૂં કે? શું પ્રાણનાથ જશે? લડાઈના મેદાનમાં એ કોમળ શસ્ત્ર કેમ ઊગામી શકશે? તેમ સામે આવતા શત્રુના શસ્ત્રોને કેવી રીતે નિવારી શકશે? એમની કીશોર વય છે. (પોતે પોતાના પતિને કહેતી હોય તેમ બોલે છે.) પ્રાણનાથ! તમે ખડ્ગોના ખડખડાટ, ભાલાના ભડભડાટ, ગદાના ગડગડાટ, શાંગનો ગંભીર ઘોંઘાટ, ઘોડાઓનો હણહણાટ, હાથીની સૂંઢોનો સણસણાટ, નગારાના જોરના નાદો, રણશિંગડાના કર્ણઅપ્રીય અવાજો તથા વાજાંનો ગંભીર અવાજ, એ સઘળાથી છળશો નહીં? ધીરજ કેમ ધારી શકશો? હું તો નહીં જવા દઊં.

**વસંતતિલકા**—દેવિ! વીર પુરુષો તો રણના રાહદારી; એનો રોજગાર એજ છે. જે વીર લડાઈમાં પાછું પગલું ભરે તો તેણે તેની માતાની કુખ લજવી કે'વાય.

**અંજની**—(થોડા હર્ષમાં આવી) **વસંતતિલકા!** જો! જો! પ્રાણનાથ લડાઇનો પોષાક પેહેરી, આ તરફ જ આવે છે. મારે આવે વખતે તેમને જરૂર મળવું ઉચિત છે. તેમનો કોપાગ્નિ ઘણો તપ્યો હશે, પણ પોતાની પ્રિયાને પાછું દૈવાધીન મળવું જાણી, જરૂર ભેટ લેશે. અરે! તેમના મિલાપથી મારા શરીરમાં કેવો ભાવ ઉત્પન્ન થશે! તેની મને ખબર પડતી નથી. ખરેખર હું પૂર્ણ નિર્ભાગી. મારાથી તકશીરમાં આવવા જેવું એમનું શું અણહિત થયું હશે? એ બધો ખુલાસો આજે એમને ભેટીને લઈશ. આજ મારૂં ભાગ્ય ઉદય થાય એવાં ચિહ્નો

જણાય છે. ઓ દયાળુ પ્રભુ! મારા ધારવા પ્રમાણે સૌ રૂડાં વાનાં કરજે.

**પવનજય**—(પ્રવેશ કરે છે.) આજ મારૂં પૂર્ણ સુભટપણું જગતમાં દાખવીશ, રણધીર, વીર, શૂરા નરમાં ખપવાને બનતો પ્રયત્ન કરીશ. જેને સહાય આપવા જવું, તેનું કામ સાંગોપાંગ ઉતારવું એમાંજ શોભા છે. પિતા હવે વૃદ્ધાવસ્થાએ પહોંચ્યા. (**અંજની** ભવનથી હેઠે ઉતરી આવી પોતાના પ્રાણનાથ આગળ હાથ જોડીને ઉભી રહે છે, તેને) તું અહીં કેમ આવી? તારા જેવી નફ્ટ, નિર્લજ, બુદ્ધિહીન સ્ત્રી કોઈ દીઠી નથી. ચાલ અહીંથી વેગળી ખસ. ખબરદાર, મારા શરીરને સ્પર્શ કર્યો તો? કાળું કર તારૂં અહીંથી. આવે વખતે મને કયાં દુઃખ દેવા આવી? બળતાને બાળ મા. દૂર દીસતી રહે, ઘણું થયું.

**અંજની**—પ્રાણનાથ!

**સંયાનો કાનડો અથવા રાગ પિલુ, તાલ દીપચંદી.**

આમ કરો તે પ્રિતમ નહીં સારૂં;<br>
પરણી ત્રિયા તરછોડો શા સારૂં. ટેક.　૧<br>
દોષ વશ્યો દિલ દાસીતણો શો;<br>
જોયા અગાઉ આંગળિયું તમારૂં. પરણી૦　૨<br>
નિશદિન આતુર રહું છું નિરખવા;<br>
વદનકમળ હું તો નાથ તમારૂં. પરણી૦　૩<br>
નારીના દોષ ન જોઇએ નાવલિયા;<br>
તેમ છતાં કો'જી શું શું નિવારૂં. પરણી૦　૪<br>
નારીનો આશ્રય એક નાવલિયો;<br>
પરમ ભૂષણ પણ નાથ અમારૂં. પરણી૦　૫<br>
સુખ દુઃખની ભાગી સ્વામી તમારી;<br>
સેવા કરી કરી લોચન ઠારૂં. પરણી૦　૬

સંસારસાગર તરવા તમારો-
કર ઝાલ્યો વે'તી મૂકો શાસારૂં. પરણી૦ ૭
ચૉરીથી ચૂકી ફરી ના નિહાળ્યું;
હા! ધિક્ નણુદલ વીર મુખ વારૂં. પરણી૦ ૮

આજ આ દીન પ્રાણીપર આવડો કોપ શાવાસ્તે કરવો? આપના અપરાધમાં આવવા સરખું કયું કાર્ય મારાથી બન્યું? જે આજ્ઞા કરો તે મસ્તક ચ'ડાવું. આપના સુખે સુખી અને દુઃખે દુઃખી અબળા છું. આપ વીરાત્મા, મારા શિરછત્ર, પ્રાણરક્ષક, જીવિતેશ્વર, સદાના સ્નેહી, પરમ સુજાણ અને સર્વ વિદ્યાગુણસંપન્ન આર્યપુત્ર છો. આ દાસીનો અવિવેક ક્ષમા કરી, તમારે સ્વાધીન લઈ, શરણભૂત થાઓ. (પગમાં સાષ્ટાંગ પડેછે.)

**પવનજય**—(તેને પોતાના પગથી તરછોડી કા'ડે છે.) જા, અહીંથી. તું સમજીશ નહીં, કે આવી તારી ખુશામતથી હું ભોળવાઈ જાઊં. તારો ને મારો સંયોગ થવાની આશા ફોકટ છે. તારૂં મુખ પણ હું જોવા માંગતો નથી. તું મને અપવિત્ર કરીશ નહીં. દુષ્ટા! જા તારા ભવનવિષે. મારી આજ્ઞા શિવાય તેં અહીં કેમ પગલું ભર્યું? તારા જેવી કુલમર્યાદ વિનાની સ્ત્રીનો મારે ખપ નથી.

**અંજની**—પ્રાણપતિ! રંક અબળા ઊપર આવડો જુલમ ના ઘટે? હું ગુણહીન, દીન દાસી આપને શરણે આવી છું. આપ મારા રક્ષક છો. તમારા સ્વાધીનમાં લઈ, મને સુજાણ કરો. પ્રાણનાથ! પ્રાણેશ્વર! પ્રાણપતિ! એક વખત તો હસીને બોલો. ફરીથી આપને એવો પ્રયાસ નહીં દેઊં. આપ લડાઈમાં વિજયી થાઓ, શત્રુઓનો પરાજય કરો, જેની કુમકે જાઓછો તેના તરફથી સ્નેહ સંપાદન કરી, વહેલા પાછા પધારી, આપના દુર્લભ

દર્શનનો લાભ મારા જેવી કર્મહિણીને દઈ, મને કૃતાર્થ કરશો. ઘણા દિવસ આપનો વિયોગ સહન કર્યો, હવે તે સહન કર્યો જતો નથી. મારી સાથે જરા તો પ્રેમ-યુક્ત વચન બોલો?

**પવનજય**—તું તારો હઠ નથી છોડવાની? ફરીથી તને કહું છું કે, મારા આગળથી દૂર થા, ખસ વેગળી! ખસ! જા! હમણાં ને હમણાં!

**અંજની**—(ઘુંટણીએ પડી) ઓ ઈશ્વર! જો મેં આ જન્મ ધરી, મારા પતિ શિવાય બીજા કોઈ પણ પુરુષમાં મારૂં ચિત્ત લગાડયું હોય, તેનો નેત્ર મિલાપ થયો હોય, તેની સાથે સંભાષણ કરવાનો પ્રસંગ આવ્યો હોય, તેને લીધે શરીર વિકારી થયું હોય, તો આ મેં ધારણ કરેલો દેહ ચૂર્ણ થઈ, અગ્નિમાં સળગી, અધોગતિને પામો. હે લોકસાક્ષી **સૂર્યનારાયણ**! તું સદા મારા કૃત્યોની સામે જોયા કરે છે, તો મારા પતિના અપરાધમાં આવવા સરખું કૃત્ય જો મારાથી બન્યું હોય તો, જેમ તારી ગરમીથી પાણીનું તું શોષણ કરી લે છે, તેમ મારા દેહને શોષી લે જે. ઓ ધરતીમાત! જો તું મારામાં દોષ છે, એમ જાણતી હોય તો મને જગતમાં ધિક્કારને પાત્ર ન રહેવા દઇ, આવી ને આવી સમાવી દેજે. પ્રભુ! તારે શરણે છઊં. (મૂર્છિત થાયછે. **પવનજય** તેને મૂર્છાવસ્થામાં જોઇ ચાલ્યો જાય છે.)

**વસંતતિલકા**—(ભવનથી નીચે ઊતરે છે.) આવા કઠોર હેયાના પુરુષ કોઈ નહીં હોય! રાણીએ આટલું બધું કર્યું, પણ યુવરાજમાં જરા પણ દયાનો અંશ આવ્યો નહીં. આમ છેકજ નિષ્ઠુર કેમ થવાય? (**અંજની**ને પોતાના પાલવથી વા નાખેછે.) બા સાહેબ! મારાં શિરછત્ર! પ્યારાં

દેવિ! ઉઠો, ચાલો, ભવનમાં, એ તો ગયા. એ નિર્દયને દયા શાની હોય? (**અંજની** જરા શુદ્ધિમાં આવેછે, એટલે તેનો હાથ પકડી, તેને ભવનમાં લઇ જાય છે.)

(પડદો પડેછે.)

---

# અંક ૩ જો.

## પ્રવેશ ૧ લો.

---

**સ્થળ શિબિર પ્રદેશ. પાસે નદી ખળખળાટ કરતી વહેછે. કીનારે વિવિધ જાતિનાં વૃક્ષોની ઘટા આવી રહી છે, તે ઊપર નાના પ્રકારનાં પક્ષીઓ કલરવ કરેછે.**

**પવનજય અને પ્રહસિત.**

**પવનજય**—(નદી તરફ જોતો તંબુ બહાર આસન ઊપર બેઠેલો.) અહો! સંધ્યાકાળની રમણીયતા કેવી આનંદદાયક લાગેછે? કાળચક્રની ગતિ વિચિત્ર છે. કેમકેઃ—

**ઉપજાતિ વૃત્ત.**

શશી ઉગે ને રવિ આથમે છે,
બીડાય છે એક બીજુ ખિલે છે;
હસે રડે જન્મ ધરે મરે છે,
પરંપરા એમ થયા કરે છે.

મારા મનમાં શું થાયછે? તે કેમ સમજાતું નથી? (વિચાર કરી) ખરેખર! વજ્રના પ્રહારથી પણ પ્રમદાનાં વાગ્બાણ વિશેષ કારી છે. એની અભ્યર્થનાઓએ

મારા હૃદયમર્મને હલાવી નાખ્યો છે. એની ભક્તિ મારા પ્રત્યે અનન્ય છે. કદલીગર્ભ જેવાં સુકુમાર એનાં ગાત્ર આમજ શોષાઈ ગયાં હશે. દુર્બળતાથી પણ એની સૌંદર્ય શ્રીમાં ન્યૂનાધિક તો કંઇજ થયું નથી. અરેરે નિર્દોષ **અંજની !** (વિષાદ પામે છે, એટલામાં છૂટાં પડતાં ચક્રવાક દૃષ્ટિએ પડે છે.) ધિક્કાર છે, મારા જેવા અધમને ! પક્ષી કરતાં પણ હું ગયો.

**પ્રહસિત**—(પ્રવેશ કરી) જય જય યુવરાજ ! (મનમાં) આ અવસ્થા કંઇ વિચિત્ર લાગે છે. સાધ્વી **અંજનીનાં** વચને એના હૃદયને દ્રવિભૂત કર્યું હોય તો સારૂં. (પ્રકાશ) શા વિચારમાં નિમગ્ન છો ? મહારાજ !

**પવનજય**—આવો આર્ય ! અરે મિત્ર **પ્રહસિત** ! તમે ભલે આવ્યા.

**પ્રહસિત**—યુવરાજ ! આપ શામાં તલ્લીન થઈ ગયાછો ?

**પવનજય**—સખા ! પેલાં કોક પક્ષીનો પ્રેમ જુવો ! સ્નેહબંધન ખરેખર દુઃખદાયી છે.

**પ્રહસિત**—આપને એ વિશેષ લક્ષ આપવા યોગ્ય છે. જુવો ! પક્ષી પણ પ્રેમરહસ્યનાં જ્ઞાતા છેની ? નરચક્રવાક જુદો પડતાં જાણે તેની પ્રિયાને કહેતો ના હોય ! તેમ કરે છે. તેનો ભાવાર્થ આ પ્રમાણેઃ—

**યમન, કલ્યાણ.**

પ્રિયા પ્રેમ તારો સદા જો વિનોદે;
રહે ચંદ્ર ઉગ્યા વિના તો પ્રમોદે. ટેક.
વિધીને કહું હું કદા પૂર્ણ પાપી;
નથી તેમ જાતી દશા ક્રૂર આપી. પ્રિ૦

નદીના ધનોના ગજોના અવાજે;
થયો પ્રેમ ઘેલો પ્રિયાબાથ છાજે. પ્રિં૦

અનંગે ધનૂષે કરી હાથ કીધો;
પ્રભૂએ મને તો હવે ત્રેહ દીધો. પ્રિં૦

**પવનજય**—સત્ય છે, મિત્ર! સત્ય છે. પ્રેમનું પાત્ર તો અનુકૂળ પ્રિયા જ છે.

**પ્રહસિત**—યુવરાજ! આપ આપની પ્રિયાને પ્રતિકૂળ ધારો છો, પણ વિચાર કરો? એના જેવી સાધવી સ્ત્રીની આ ભૂતળમાં ખોટ છે. એનાં માબાપે તમને સોંપી ત્યારના તમેજ એના આશ્રય. મા બાપ તો આરણકારણ છે. ખરેખર! સતી સ્ત્રીને શ્રેષ્ઠ તેનો પતિ જ છે. તમારે મન ઘણી, પણ એને તો આપ એકજ છો.

**પવનજય**—પરન્તુ મિત્ર!

**પ્રહસિત**—પરન્તુ શું? યુવરાજ! તમે એનામાં શો દોષ દીઠો? અમે તો એમ કહીએ છીએ કે, તમારી સ્ત્રી જેવી સ્ત્રી સંસારને શોભા આપજો.

**પવનજય**—મિત્ર! હિતેચ્છુને શત્રુવત્ ગણી, અવગણના કરી, એ મારો પ્રમાદ અત્યારે મને પશ્ચાત્તાપ કરાવેછે. મનુષ્ય ભ્રમથી માળાને સર્પ માને છે, તેમ હું યૌવનમદથી નીતિથી ચલિત થયો. હું સાહસિક ક્ષમાને યોગ્ય છું.

**પ્રહસિત**—(મનમાં) અત્યારે એને પ્રીતિની અસર થઇછે. ખરૂં છે કે, શસ્ત્રના ઘા જેમ પાછળથી સાલે છે, તેમ ઉછંકળને હિત વચનો પાછળથી પશ્ચાત્તાપ કરાવે છે. (પ્રકાશ) એમ સંતાપ મા પામો, તમને આથી સનમાર્ગજ સૂઝશે. (એની પ્રીતિને વધારે દૃઢીભૂત કરાવ-

વાને માટે) ચક્રવાક તો શું? પણ જુવો પેલું એકલવાયું સારસ કેવું ઉદ્વિગ્ન જણાય છે?

**પવનજય**—અરે રે! મિત્ર! મને એની દયા આવે છે, એની અવસ્થાજ શોકજનક છે.

**પ્રહસિત**—આપે સાંભળ્યું નથી કે, વિયોગ છે, તે પ્રેમની કસોટી છે. અને સારસ તો પ્રેમને વશજ હોય છે.

**પવનજય**—ખરેખર મિત્ર.

### અનુષ્ટુપ્.

અનન્ય પ્રેમની થાયે, વિજોગે તુલના ખરી;
વિખૂટાં પડતાં જેમ, જાય સારસડાં મરી.

**પ્રહસિત**—પ્રેમ તો એનુંજ નામ.

**પવનજય**—અરેરે! ચિર વિજોગણ મનહર પ્રિયે! મેં અભાગિયેઃ—

### શાર્દૂલવિક્રીડિત.

છોડી મિંઢળ તર્ત મેં શઠ બની, છોડી તમારી રતિ,
સાથે બેસિ જમ્યાં કદી ન ચરને, આરોગિ ઉઠ્યા પછી;
જોયું ના મુખચંદ્ર તારૂં ચતુરા, પર્ણી ઉઠી પ્રેમથી,
તારાં સપ્તપદી પછી સુવચનો, સૂણ્યાં નહીં સુન્દરિ.

સુશીલે! એ મારા કર્મનોજ દોષ. (વિષાદ પામે છે.)

**પ્રહસિત**—(મનમાં) યુવરાજને ખરેખરી અસર થઈ છે. (પ્રકાશ) મિત્ર! એ તો એમજ હોય! અનુભવ વગર જ્ઞાન થતું નથી. આમ જુવો! પેલો ચક્રવાક જાતાં તેની પ્રિયા તેને કેવું પ્રેમાલિંગન આપે છે? જાણે તે કહેતી ન હોય કેઃ—

## ઝીલ્લાની ઠુમરી.

કેવી દશા મારી પ્રાણ, ટેક.
અલિએ કુસુમે રાત ગુજરવા, સત્વર દીધો પ્રાણ. કે૦
રજ કામિયોમાં યોગ્ય થવાને, કારણ પ્યારિ વાણ. કે૦
લતિકા ઝુમી પ્યારા તરુ વરવાને, તો કયમ જાશો જાણ. કે૦

**પવનજય**—અરેરે !! હું કેવો નિષ્ઠૂર ! પ્રેમને તો મેં પ્રમાણ્યોજ નહીં. ધિક્કાર છે મારી નિઃસ્નેહતાને !

**પ્રહસિત**—મિત્ર ! પ્રેમની ગતિ ન્યારી છે.

**પવનજય**—અરે મિત્ર ! ત્યારે પ્રિયા પ્રત્યે નમેરો તો હુંજ નિવડ્યો ! મારૂં કાળજું કોરાઈ જાયછે. એની પ્રાર્થનાઓનો મેં ઉદ્ધતે તિરસ્કાર કર્યો. એનાં સવિનય વચનોની મેં અવગણના કરીને એને નિરાશ કરી. અરેરે ! મારી એવી મૂઢ મતિનો પશ્ચાત્તાપ કરવાને હું કેમ રહ્યો ! પથ્થર પિગળે એવાં કરુણ એનાં વચનોએ તે વેળા મારી વજ્ર જેવી વૃત્તિને અસર ન થઇ, એ શું ? અરે રે સાધ્વિ ! મેં તને નિરાશ કરી ! તેમાં હું પાપીનો દોષ નથી ? હા ! **અંજનિ** ! ( મૂર્છા પામે છે. )

**પ્રહસિત**—( ઉત્તરીય વસ્ત્રના અંચળથી વાયુ નાખેછે અને કુમાર શુદ્ધિમાં આવેછે એટલે ) યુવરાજ ! ધૈર્ય ધરો. ઈશ્વર સૌ સારાં વાનાં કરશે.

**પવનજય**—અયિ ! કમળપત્રલોચને ! હા ! વિજોગણ અંજનિ ! તારી સહનશીલતાને ધન્ય છે. કારણ કેઃ—

## શાર્દૂલવિક્રીડિત.

દીધાં દુઃખ અનેક વાર વચનો, કીધાં ન કે'વા સમાં,
મિથ્યા આળ ચ'ડાવિયાં શિરપરે, તે સૌ વળી સાંખિયાં;

સાંખ્યો તોર નનાંદ સાસુ સસરા કેરો, તિરસ્કાર મેં-
કીધો તે પણ સાંખિયો ગુણવતી, ગોરી તને ધન્ય છે.

રે! રે! દેવિ! હું તો તારી પ્રાર્થના કરવાને પણ
હવે યોગ્ય નથી, કારણ કે, મેં તારાપ્રત્યે નિષ્ઠુરતા વાપરી છે.

**પ્રહસિત**—જે પશ્ચાતાપ થાયછે, તે થવા જોગ છે.
નિર્દોષ! અરે રે! તપસ્વિની **અંજનીને** તમે વિના વાંકે
વણસાડી છે. તેને માથે તો માત્ર દુઃખનાં ઝાડજ ઉ-
ગવાં બાકી રહ્યાં. પણ ધન્ય છે એને, કે આટઆટલું
થતાં પણ એની પ્રીતિ તો ઉત્તરોત્તર તમારામાંજ દૃઢ-
તર થતી ગઈ.

**પવનજય**—પ્રિય સુહૃદ્! હવે પશ્ચાતાપે શું થવાનું?
એ કયાં? હું કયાં? અને આ સમય કયાં?

**પ્રહસિત**—દેવ! પ્રીતિને તો પંથ છે. તેને દૂર શું?
સમય શો? કયાં સૂર્ય અને કયાં કમળ?

**પવનજય**—આપણે કેટલા દૂર આવી પહોંચ્યા છીએ?

**પ્રહસિત**—દેવ! રાજદ્વારમાં આપે બંદિજનથી નથી
સાંભળ્યું કે?

"પાંચ ગાઊએ પાળો, ને દશ ગાઊએ અશ્વાર;
કાં ગોરીમાં ગુણ નહીં, કાં નાવલો ગમાર."

**પવનજય**—(મનમાં) અરે રે! મિત્રે પણ આ ખરે-
ખરો બોલ માર્યો. (પ્રકાશ) ત્યારે શું કરવું?

**પ્રહસિત**—પ્રીતિનું રહસ્ય સમજ્યા હો, તો તમારા
તિરસ્કારથી મરણપથારીએ પડેલી પ્રિયાનું આશ્વાસન કરો.

**પવનજય**—મિત્ર! જાત્યાભિમાન મને મુંઝાવી દે છે.
(મનમાં) એની પ્રાર્થના કરવી? પણ અરે એમાં શું?
એ મારી ને હું એનો છું.

**પ્રહસિત**—દેવ! મુંઝાવું નહીં, એ તો સારા કુલની છે, માટે તત્પર થાઓ.

**પવનજય**—પ્રીતિવશ મન માર્ગ કરેછે, અને માન મને બેળે બેળે બેસારી દે છે. પણ પ્રિય વયસ્ય! એ ત્યાં અને અહીં હું, ઉભય અત્યારે તમારેજ આધીન છીએ. મારો કે જીવાડો. અરેરે! પ્રીતિનો ધાજ કારી છે.

**પ્રહસિત**—ઘોડા તૈયાર છે. મિત્ર! ચાલો હું તમને અનુસરૂં છું. અરેરે! એને મન કેટલો શોક હશે? આ સમય ઠીક છે, હમણાં ત્યાં જઈ પહોંચાશે. રાત્રી રહી પ્રભાતે શિબિરમાં આવશું.

**પવનજય**—(મનમાં) સંગ્રામમાં શું થયું કે શું નહીં! તો પછી એનું કોણ? મારૂં નામ પણ રહેવાનું? વળી એના નિસાસાએ મારૂં પરલોકમાં પણ શું સારૂં થાય? સ્ત્રીત્યાગનો અપયશ મરણ પછી પણ મારા નામને બદનામ કરે. (પ્રકાશ) મિત્ર! પણ આ વાત અન્યના જાણવામાં આવે તો હું કાયર કહેવાઉં.

**પ્રહસિત**—યુદ્ધમાં પૂંઠ દેખાડવી એ કાયરતા. તમે કંઈ અયોગ્ય કાર્યમાં પ્રવર્તતા નથી, જે આમ વારંવાર ખમચાવ છો? (આમ જોઇને) ચાલો, આ ઘોડા તૈયાર છે.

**પવનજય**—ચાલો મિત્ર!

**પ્રહસિત**—(મનમાં) ચાલો આપણો ઘણા દિવસનો મનોરથ આજ સિદ્ધ થયો. (પ્રકાશ) દેવ! પાછા ન હઠો, એ તમારી અર્ધાઙ્ગના છે. હોય, બે "ભાણું હોય તેજ ખખડે" એમાં ઓસરો છો કેમ? ચાલો સત્વર.

(બન્ને અશ્વઉપર બેસેછે ને પંથે પડેછે.)



## પ્રવેશ ૨ જો.

### સ્થળ અંજનીનું વિલાસભવન.

**અંજની પલંગ ઉપર મૂર્છિતાવસ્થામાં પડી છે. પાસે વસંતતિલકા છે, તે પંખાથી વાયરો નાખેછે. તેને શુદ્ધિમાં લાવવાના ઉપચારો કરેછે. પાછળથી પવનજય અને પ્રહસિત પ્રવેશ કરેછે.**

**વસંતતિલકા**—અરે! આ મૂર્છા જબરી છે. તેના અવયવો શિથિલ થતા ચાલ્યા, ચન્દ્રકાન્તિ સરખું મુખ કરમાતું ચાલ્યું, શરીરનાં તમામ રૂંવાટાં તીર સમાન થયાં છે, શ્વાસથી ગળું સૂકાતું ચાલ્યું, પ્રયાસથી શ્રમિત થઇ ગઈ. અરે! એટલુંજ નહીં પણ છેકજ નાતવાન બની ગઈ. ઘણા દિવસનો મંદવાડ ભોગવતું જેવી અવસ્થાએ પહોંચે તેવીજ એની અવસ્થા છે. તેનું તેજ ક્ષિણ થઈ ધોળી પૂણી જેવી તે બની ગઈ. આવી પતિવિરહની દશા! સ્વામીપરાયણતા પાર વિનાની! સતી સ્ત્રીઓમાં આવાજ ગુણ હશે! હવે કેમ થશે! કયે પ્રકારે શુદ્ધિમાં આવે? ઉપચારો કરવામાં કાંઈ બાકી રાખતી નથી. ઓ પરમ કૃપાળુ ઈશ્વર! દીનની દયા લાવનાર, રંકની વહારે ચહડનાર, સાચવજે મારી દેવીને.
(**પવનજય** ને **પ્રહસિત** પ્રવેશ કરી, એક ખૂણામાં ઉભા રહેછે.)

**અંજની**—(ઉપચારોથી જરા શુદ્ધિમાં આવી, મરછીમાં આવે એમ બકેછે.) જીવન! પ્રાણવિના જાશે જરૂર, ભલે સદા રહે મગરૂર, ભૂંડું કર્યું પ્રિયાનું, આશા અવનિમાં અથડાઈ, પ્રીતિ પાષાણે પછડાઈ, આવડી કેમ રાખી અતડાઈ. પ્રાણ! પ્રાણ!! પ્રાણ!!! તેના પતિ, પતિ, પતિ! વિચારી ગતિ, ગતિ, ગતિ, પ્રિયાની. દયા નહીં

લેશ તમને, ધીરજ કેમ રહે તનને. આ લ્યો મારો હાર. (એક પછી એક જાણે ઘરેણાં કોઇને આપતી હોય તેમ ઉતારતી જાયછે.) આ રહ્યો ગળપટો, મર તું મોતીની માળા, તજ તું હવે ચાળા, થા નિરાશી મનની ગાળા, આવડા શા મારવા ઉછાળા, ગયા ઝીલી લેનારા મારા વહાલા, પણે પેલા ઉભા મારા વહાલા, આવો જોઇએ હું તમને વાત કહું. ગાંડી, ગાંડી, સાત વાર ગાંડી. છોડી, છોડી, પ્રાણનાથે ખચિત છોડી.

**પ્રહસિત**—નથી છોડયાં તમને, આવ્યા છે મળવા આપ મનને, તાપ શાને હવે તનને.

**અંજની—વસંતતિલકા**! તું ક્યાં ગઈ હતી? પર પુરૂષનો મારા મેહેલમાં શી રીતે પ્રવેશ થયો? એ પુરુષના નેત્ર મિલાપથી મારે સચૈલ સ્નાન કરવું જોઇએ. સત્વર, દૂર કર મારા ભવનથી. એક મારા પતિ શિવાય બીજું કોણ અહીં આવવા પામે?

**પ્રહસિત**—હું આપના પતિનો મિત્ર છું, તે પણ મારી સાથે આવ્યા છે.

**અંજની**—તમે ફસાવવા જોઇએ એટલાં કાવતરાં કરો, પણ બીજી સ્ત્રીની માફક મને સમજવી નહીં. હું પતિમાં અનુરક્ત રહેનારી, તેના ચરણની દાસી છું. તમારૂં સંભાષણ તેમ ડહાપણ મારે કશા ઉપયોગનું નથી. પ્રાણનાથ! કયાંથી ભેટે?

**પવનજય**—(સમીપ આવીને દૃષ્ટીએ ન પડે તેમ ઉભા રહેછે.)

### ગીતિ.

આ ઉભો અવિવેકી, નિષ્ઠુર નિર્દય પતિ સમીપ તારો;<br>બાહૂ બંધન બાંધી, ગૂણવંતાં આ વિષાદ વિસારો.

**અંજની**—(સ્વર કાને પડતાં) સખી આ શું સંભળાયછે? સ્વામી શા? અને હું કેમ કાંઈ દેખતી નથી? અરેરે! અશ્રુના પૂરથી હું અંધ થઇ ગઈ છું. આ શો ચિત્ત-વિક્ષોભ! રેરે! વહાલા! આમ શું વિસારો છો? સખી! મને ફેર આવેછે. હા! આર્યપુત્ર! હા! નાથ! (મૂર્છા પામતાં **પવનજય** પકડી લેછે.)

**પવનજય**—પ્રિયા! પ્રિયા!! પ્રિયા!!! આ રહ્યો હું તારો દુષ્ટ ઘાતકી પતિત પતિ. તારા અપરાધમાં આવવા સરખાં મારાં કૃત્યોનો કાંઈ પારજ નથી. કેવળ ચિત્ત-ભ્રમ સરખો છું. પ્યારિ! ક્ષમા કર. (નમવા જાય છે.)

**અંજની**—(તેને અટકાવે છે.) પ્રાણપતિ! હુંજ નિર્ભા-ગી, તમારો લેશ પણ વાંક નથી, પસ્તાશો નહીં. હોય, વેળા બળવાન છે. પતિ! મારા મનમાં જરા પણ વિ-કાર નથી.

**પવનજય**—તરુણિ! તારાં કોમળ ગાત્રો શોષાઈ ગયાં છે, તેથી તારી કાયાની છબી ફીકી પડી ગઇ છે. મદ-નપીડાથી પીડાએલી હે યુવતિ! તારા સુખનો દાતા, અરે! એક વખત દુઃખનો દેનાર ઉભો છે, તારી તેહે-નાતમાં.

**અંજની**—પ્રાણપતિ! આપની દાસી આજ્ઞાનુસાર વર્તવા તૈયાર છે. પતિ કાંઇ આદેશ? મારાથી આપને ઘણુંજ સહેવું પડયું.. આપનું આગમન મારા ભાગ્યોદયનું ચિહ્ન છે. આર્ય પુત્ર! હું તો અજાણ અબળા છું. આપ જ્ઞાતા, મારા દોષનો રોષ ઉતારી નાખો.

**પવનજય**—પ્રિયા! એટલું બોલી, તું મને બાળ નહીં. મારો આગળનો વિચાર કેવળ બદલાઈ ગયો છે.

## ગીતિ.

પીન પયોધરવાળી, સખે! મનોહર ખરે ત્દદય રમતી;
સુભગ સુરેખ સુરંગી, મનોજ પ્રિયકર રતીસમી ગમતી.

હું તને મારા શુદ્ધ અંતઃકરણથી મારૂં તન, મન, ધન સમજું છું. સદાની સાથી તો એક તુંજ મારી છે. તારા પ્રેમથીજ હું જીવું છું. પ્રણય આગળ પતિત ઠર્યો છું. મારી સાથે હસીને બોલ, તારા મનનો આમળો દૂર કર. ખુલ્લા દિલથી વાત કરી, મને કૃતાર્થ કર. તારો સ્પર્શ સ્વર્ગીય સુખની ગરજ સારશે. અધરામૃત પાનનો લોભી હું બન્યો છું. પ્રિયા! આવ મારી પાસે, ભેટી લે તું મને તારી પ્રબળ ભૂજાથી.

(**અંજની** આવીને ભેટે છે.)

**પ્રહસિત**—(દાસીને પોતાની પાસે બોલાવે છે.) તે હવે પ્રેમરસમાં ડુબ્યાં છે. આપણે અહીંથી પલાયમાન થઇએ.

**અંજની**—(પ્રહસિત સાથે **વસંતતિલકા** જાય છે, તેનો હાથ ઝાલી, તેને અટકાવે છે.) **વસંતતિલકા**! મને એકલી અહીંઆં મૂકી કયાં ચાલી?

**વસંતતિલકા**—તારો સદાનો સાથી તારી પાસે છે, પછી મારૂં શું કામ છે? (જાય છે.)

**પવનજય**—પ્રિયા! તારો સેવક તારી સેવામાં હાજર છે. શી આજ્ઞા કરે છે?

**અંજની**—પ્રાણપતિ! આપ તો મારા જીવનાધાર છો, તમારામાં સદા હું અનુરક્ત છું. પ્રાણપતિ! પણઃ—

**પવનજય**—અરે ભીરૂ!

### ગીતિ.

કામાનલથી બળતા, આ તવ સેવકતણી દયા લાવી;
ઉગાર આલિંગન દઇ, ચંચળ નયના સમિપ અહિં આવી.

**અંજની**—હું તમારી છું. આપ મુખત્યાર છો. (**પવન-જય** ચુંબન કરે છે તથા આલિંગન દે છે.)

**પવનજય**—પ્રિયા રાત્રિ ઘણી થઈ છે, માટે હવે શયનગૃહવિષે જવું ઉચિત ધારૂં છું. (બન્ને જાય છે.)



## પ્રવેશ ૩ જો.

### સ્થળ શયનગૃહ.

### પાત્ર પવનજય, અંજની, વસંતતિલકા અને માગધિયો.

(નેપથ્યમાં માગધિયો ગાયછે.)

**પહેલી**—

### ઝુલના છંદ.

પૂર્ણ રંગે રમી, શ્રાન્ત થૈ દંપતી,
બાહુ બંધે લઇ કેક સુતાં;
કૈક ઉઠયાં રડી, આંખ રાતી કરી,
બાપડાં વિપ્રયોગિ વિખુટાં;
શોક તેનો ધરી, આંખ પાણી ભરી,
ઓસના અંતમાં ઓછું લાઇ;
જોઇને રોહિણી, મોજ માણે ઘણી,
રાત્રી રાણી ગયાં શું રિસાઇ. ૧

**બીજી**—પેસવા સોડમાં, પીયૂની પ્યારીને,
અલિ કરાવતો કાંક ચાળો;

વા'ય પ્રભાતનો, વાયુ ઠંડો ઘણો,
હારશૃંગારની વાસવાળો;
કુમુદ કરમાય ને, પદ્મ ખીલે કંઈ,
કોકપ્રિયા પ્રમોદે ઘણેરી;
ચન્દ્ર ઝાંખો થયો, શુક્ર ઉદે થયો,
જોત ઝાંખી દિસે દીપ કેરી; ૨

**ત્રીજી**—વેદના અંગના, હર્ષના શોકના,
હંસના શૂક ને સારિકાના;
વત્સના વેણુના, ઢોલના ઘંટના,
નાદ મંજુલ સુણાએ મજાના;

**ચોથી**—(અંતઃપુરના દ્વાર પાસે જઇ)
અરુણ ઉદય હુવો, દેવિ જાગી જુવો,
રાણિજી રાજવીને જગાડો;
ઝાઝું જીવો તમે, રાય રાણી સદા,
ઇશ દેખાડજો શુભ દા'ડો. ૩

(પડદો ઉપડે છે.)

**અંજની**—(ઉઠીને) આર્યપુત્ર! ઉઠો.

**પવનજય**—(પલંગમાંથી બેઠા થઇ) અહો! પ્રભાતસમય થયો છે! હ્દદયરમણી! અનુજ્ઞા છે કે?

**અંજની**—પ્રાણેશ્વર! તે અનુજ્ઞા આપનાર હું કોણ? આટલું બધું માન શોભતું નથી.

**પવનજય**—પ્યારિ! પ્રભાતમાંજ પ્રયાણ કરવાનો સેનાને આદેશ આપેલો છે.

**અંજની**—(પાસે જઇ ગદ્દ ગદ્દ કણ્ઠે) પ્રાણનાથ! હું આપની સહધર્મચારિણી, સાથે આવીશ.

**પવનજય**—પ્રિયા! આ શું બોલો છો? તમે નથી જાણતાં કે?

**यज्ञकालेषु धर्मेषु कामकालेषु शोभिता ॥**
**सर्वत्र वल्लभे! बाला युद्धकाले न शोभिता ॥**

**અંજની**—(ડુસકાં લેતી) ત્યારે સ્વામીનૂનો આટલોજ સમાગમ કે! (રૂદન કરે છે.)

**પવનજય**—(તેનાં આંસુ લુછતો) ધર ધીરજ વરોરૂ! આંખ પાણી ભરે શું?

**અંજની**—　　　ગીતિ.

આજ લગી રહિ તે હા, પ્રાણનાથ! પણ હવે ન રહ્યું જાય;
પ્રીતિપંથ પિછાણ્યો, જાણ્યો અજાણ્યો હવે કદિ ન થાય.

**પવનજય**—સત્ય છે સુન્દરી! પણ આ સમય તો વિચાર! શૂરાની કન્યાને આ શોભે કે?

**અંજની**—નાથ હું નિરુપાય છું. હું અભાગિણી તો આપને સાંભરીશ પણ નહીં.

**પવનજય**—પ્યારિ! એ દા'ડા હવે વિસાર. લાવ આ તારી મુદ્રિકા. ને તું આ મારી મુદ્રિકાને ગ્રહણ કર. (**અંજની** પોતાની મુદ્રિકા આપે છે અને **પવનજય અંજની**ની આંગળીએ વીંટી પહેરાવતો) પ્યારિ! તારા ગુણે મને વેચાતો લીધો છે, પણ શું કરૂં?

**વસંતતિલકા**—(નમન કરી) **પ્રહસિતે** અશ્વ તૈયાર કરાવ્યા છે.

**પવનજય**—ચાલો. (**અંજની**ને મુખચુંબન કરતાં) મનોહર પ્રિયા! ચિન્તા ન કર.

**અંજની**—(પાલવથી આંસુ લુછી નમન કરીને.)

## શાર્દૂલવિક્રીડિત.

મારો આજ પલંગ પાવન થયો, પાદાંબુજે આપને,
આપે આજ વળી કૃતાર્થ કરી આ, મો'લે પધારી મને;

(આંખમાં આંસુ લાવી.)

દુર્ભાગી પણ હું કદી ન કરવા, પામી ખુશી આપને,

**પવનજય**—(તેની હડપચી પકડી, આંસુ લુછતો)

જાતાં પ્રાણ વિદેશ આંખ ભરવી, ગોરી ઘટે ના તને.

**અંજની**—(આંસુ લુછી) વિજય કરીને વે'લા વળજો, નાથ. (શોકાર્દ્ર થઇ બેસે છે, **પવનજય** બહાર જાય છે.)

**વસંતતિલકા**—(બહાર જઇ) કુમાર! મારે કંઈ આપને વિદિત કરવાનું છે.

**પવનજય**—ભલે શું છે? તે કહે.

**વસંતતિલકા**—(લજવાતી) રાણીજી કાલેજ નાહ્યાં'તાં, ભલા, ઈશ્વર અમને પણ વધામણીઓ અપાવે.

**પવનજય**—(મનમા) રાણી ગર્ભવતી થશે. (પ્રકાશ) વસંતતિલકે! આર્યને તથા મારાં માતાજીને તું અને એનાં વૃદ્ધ પરિજનો મને આવતાં વાર લાગે તો સમાચાર કહેજો. (**વસંતતિલકા** નમન કરેછે. **પવનજય** અને **પ્રહસિત** માર્ગે પડે છે.)

**વસંતતિલકા**—(**અંજની** પાસે આવી) દેવિ! આર્ય ભદ્ર વિદાય થયા છે. ચાલો, હવે આપણે નિત્યકર્મમાં પ્રવર્ત થઇએ.

**અંજની**—રહે, મારા પ્રાણપતિની રક્ષાને માટે દયાળુ પરમેશ્વરની સ્તુતિ કરી લઊં.

### ભયરવ, દાદરો.

જય હું અપાર નાથનો, સરવેથી ઈશ છું સુખી;
નયનો ન થાય પ્યારનાં, મૂઈ ખરે તવ તો દુઃખી. જય૦ ૧

થાશે આપથી વિચાર, સુખદ નાથને ખરે;
સમય પછી સરસ થાય, નેમ રમણુનો ઠરે. જય૦ ૨

મારા પ્રાણુનો મિલાપ, ત્વરિત જો કરો સહિ;
પરમ મયા જગત બાપ, અમપર ધરો રહિ. જય૦ ૩

ત્રાતા શરણુ પ્રાણુ દઇ, હું તો, આજ ઉદાસ અહીં;
વિરહ બુરો પ્રાણુપતિ, તણોજ છૂટનાર નહીં. જય૦ ૪

આજ મારે સોનાનો સૂર્ય ઉગ્યો. બાર વર્ષે ગોદાવરીની પેઠે મારા વહાલા પતિનો મિલાપ થયો. પણુ આ તો સેહેજ મિલાપ. ચાલ **વસંતતિલકા**! નિત્યકર્મ અનુસરીએ.

(બન્ને જાય છે.)

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ માર્ગ.

**પવનજય**—આવો શુદ્ધ પ્રેમ કોઇનો નહીં હોય. મારો તેના ઉપરનો આટલો બધો તિરસ્કાર છતાં તે-નામાં વિકાર આવવા સરખું કાંઈ બન્યું નહીં. ઉલટી એ તો પ્રેમઘેલી બની ગઈ. અરે! કેવું દુષ્ટ કર્મ મેં કર્યું? નિર્દોષ અબળા ઉપર જુલમનો વરસાદ વરસાવવામાં કાંઈ બાકી મેલી નથી. જેણે ખરો પ્રેમ જાણ્યો નહીં, જાણ્યો પણ પ્રીછ્યો નહીં, પ્રીછ્યો પણ વર્ત્યો નહીં, તો તે કેવો અધમ. સમાન પ્રેમથી બંધાયલું જોડું જ્યારે ભિન્નતાએ વર્તે, ત્યારે તેમાં સત્ય શું રહે? પશુમાં પણ

પ્રેમ તો છે. પણ જગત્કર્તાએ મનુષ્યમાં વિવેકબુદ્ધિ આપી છે, તેથી પ્રેમનું પરિણામ જાણી શકે છે. જગતની સર્વે વસ્તુમાં પ્રેમ છે, પણ તેના જુદા જુદા પ્રકારે કરીને ન્યૂનાધિકતાએ છે. ખરી પ્રીતિ દૂધ અને પાણીમાં છે. જો દૂધમાં પાણી નાખી તેને ચૂલે મૂક્યું હોય, તો અગ્નિ જ્યારે પાણી શોષવા માંડશે ત્યારે તરતજ દૂધ પાણીને નિવારવા ઉભરાશે. સ્ત્રીપુરુષમાં પણ એવોજ પ્રેમ જોઇએ. હંસ, જો દૂધ પાણી ભેગું કર્યું હોય તો તેમાંથી દૂધ પી જઈ, પાણી જુદું પાડશે. તેમ ખરા પ્રેમનો પરીક્ષક શુદ્ધ પ્રેમ શોધી કા'ડી તેમાંથી વિકાર અંશ જુદો પાડશે. પ્રેમ, તારૂં મૂલ નથીજ થવાનું. પ્રેમ, પ્રેમ, પ્રેમ, શુદ્ધ પ્રેમ તુંજ એક સત્ય છે. (જાય છે.)



## પ્રવેશ ૫ મો.

### સ્થળ અંજનીનું ભવન.

### અંજની ને પાછળથી વસંતતિલકા.

**અંજની**—સવારમાં ઉબકા આવે છે. જમ્યા પછી નંખાય છે. નાના પ્રકારની ચીજો ખાવાનું મન થાય છે, અને લાવી આપતાં જોવીએ ગમતી નથી. મારૂં શરીર કંઈક પ્રફુલ્લ થતું જાય છે. અંગમાં આળસ ભરાય છે. આ બધું શું? અરે! વહાલાનો વિયોગ અને આમ પ્રકૃતિનો ફેરફાર એ શું?

**વસંતતિલકા**—(પ્રવેશ કરી) દેવિ! કેમ આમ સોગું પહેરીનેજ બેઠાં છો? જમ્યાં કે નહીં?

**અંજની**—મને જમવાનું નામ સાંભળતાંજ બકારી

આવે છે. અલી! **વસંત,** મને હવે તો જાણે કશુંએ ગમતુંજ નથી. રડવું સમજાતુંએ નથી કે મને શું થાયછે.

**વસંતતિલકા**—દેવિ! એ સર્વ હું સમજું છું.

**અંજની**—શું?

**વસંતતિલકા**—ધન ધન દા'ડો.

(પુજું ગણપતિના પાય. એ રાગ.)

થયું મંગળ મંડાણ, લાણુ લેશું ઉમંગથી રે;
પિળ્યા કુંકુમે હાથ, નાથકેરા સુસંગથી રે.
માનો પ્રભુનો આભાર, સાર અવસર આપિયો રે;
કીધાં સહુને કૃતાર્થ, અર્થ ધારેલ સારિયો રે.

**અંજની**—અલી! આ શાં ઘેલાં કા'ડ છ? શું છે તે તો સમજાવ.

**વસંતતિલકા**—દેવિ! પાટે ચ'ડશો ત્યારે સમજાવીશ.

(સ્મિત કરે છે.)

**અંજની**—(મનમાં) ત્યારે શું મને દા'ડા છે? (પ્રકાશ) તું શા ઉપરથી એમ કહે છે?

**વસંતતિલકા**—આ જુવોને દેવિ!

**વસંતતિલકા વૃત્ત.**

ભાવે ન અન્ન વળિ થાય ઘણા અભાવા,
લાગ્યાં અધાંય તમ ગાત્ર મહે ભરાવા;
નિદ્રા વધી સ્તન વધ્યાં વધિયા નિતંબ,
એ સર્વ ગર્ભ ગુણ લક્ષણનો સબન્ધ.

**અંજની**—અલી! ત્યારે સાસુજીને એ વાત જણાવની.

**વસંતતિલકા**—દેવિ! કાલે પેલી વૃદ્ધા પદ્મા જવાની છે, તે કહેશે.

**અંજની**—સખિ! મને તો અહિં તહિં એના એજ દૃષ્ટે ચ'ડે છે. અને એમ થાય છે કે, જાણે કયારે એ-મને લોચન ભરી ભરીને નિહાળું.

**વસંતતિલકા**—કાલે આવી પહોંચશે. દેવિ! આ અ-વસરે તો તમારે સર્વદા આનંદમાં રહેવું.

**અંજની**—બેળે બેળે હું ઘણુંય મન મારૂં છું, પણ એ ભાગ્યશાળી સમય વિસરાતો નથી.

(સિતાજીના મહિનાનો રાગ.)

મારા એ ને હું એમની એમ, થયાં આજ જાણિયે;
વળી કરતાં મંજુલ મંદ વાત, ઝુલે જાણે ઝુલિયે. ૧
ત્યાંથી આ પો'ડયા પોતે પલંગ, પાવલિયા હું ચાંપતી;
બેઠી છું મારા પ્રાણની પાસ, મને મોદ પામતી. ૨
આવાં આવે રાતે ઘણાં સ્વપ્ન, જાગી જોતાં કંઈ નહીં;
એના એ મારા હૈડાના હાર, દેખું અલિ અહિં તહીં. ૩
જાણે એના એ આ મારી બાં'ય, ધરી ઉભા સાથમાં;
જાતાં જાતાં આ કે' જાણે 'શીદ આંખ ભરો આંસુમાં'. ૪

**વસંતતિલકા**—દેવિ! પ્રેમ એવોજ છે. ત્યારે દેવિ! હું પણ જાઉં?

**અંજની**—ભલે જા ત્યારે. (**વસંતતિલકા જાય છે.**) હજી તો એ કયારેય આવશે.

(ખમાચની ઠુમરી.)

અરે હવે કોડ મારો કેટલો છટકિયો. ટેક.
થાય રે ખરે મુજ હ્દયે ઉદાસી;
દેહ ભલા મારો થાશે આથી રે ભટકિયો. અરે૦ ૧
સ્વામી મિલાપે પામી ઉતાપે;
પ્યાર પ્રાણનાથનો હરાયો રે લટકિયો. અરે૦ ૨

થાશે બુરાઈ જાશે ભલાઈ;
વાન ભાસ થાય આજ કેવો રે ભભકિયો. અરે૦ ૩
(એમ બોલતાં નિદ્રાથી લેહેરાઇ જાય છે.)

---

## પ્રવેશ ૬ ઠ્ઠો.

### સ્થળ રાજમાતાનું ભવન.

### કેતુમતી અને પછી પદ્મા.

**કેતુમતી**—(એકલી) મારા સાંભળવામાં આવ્યું છે, કે **પવનજય અંજનીને** મળ્યો હતો. અને એને કંઇક છે પણ ખરૂં. ઠીક છે, જોઉં છું.

**પદ્મા**—(નમીને) દેવીનું એવાતન તપો.

**કેતુમતી**—અલિ! **અંજનીનું** શું છે? આ લોકોમાં શું સંભળાય છે?

**પદ્મા**—દેવિ! જગતને મોઢે ઢાંકણું છે?

**કેતુમતી**—અમારી પ્રજાને ના નિન્દ. વારૂ શું છે તે કહે.

**પદ્મા**—દેવિ! કુમાર તેના મિત્રની સાથે **અંજની** વહુને મેહેલે આવ્યા હતા.

**કેતુમતી**—હા! તેથી શું? બોલ પછી શું?

**પદ્મા**—વહુ તે દહાડેજ નાહીતી. અને ઈશ્વરે આજ તમને સારો દહાડો દેખાડ્યો છે.

**કેતુમતી**—સારો કે નઠારો! તે જરા સાંભળ, લોક શું કહેછે?

**પદ્મા**—દેવિ! મેં કહ્યું નહીં કે લોક તો ગમે તે કહે.

**કેતુમતી**—**પદ્મા**! બોલ ખરેખરૂં, શું એને દા'ડા છે?

**પદ્મા**—હાજી.

**કેતુમતી**—હાંરે કોઈ છે કે?

**પદ્મા**—દેવિ! કુલદ્રોહ થાયછે હો!

**કેતુમતી**—મારી સાત પેઢીને કલંક લગાડનાર એ રંડા અને તમે દુતિયો છો. જુવો હવે શું થાય છે? તે.

**કંચુકી**—( પ્રવેશ કરી ) આજ્ઞા, દેવિ!

**કેતુમતી**—રથ તૈયાર કરી લાવી **અસિધર**ને બોલાવ.

**પદ્મા**—દેવિ! શાંત થાઓ! શાંત થાઓ! આથી પાછળ પરિતાપ થશે.

**કેતુમતી**—જા રંડા! ખબડદાર જો દેવડીએ ચ’ડી તો?

**પદ્મા**—દેવીની બહુ સેવા બજાવ્યાનું જ આ ફળ! ભલે આ ચાલી. ( જાયછે. )

**કંચુકી**—મહારાણી! રથ તથા **અસિધર** તૈયાર છે. પધારીએ.

**કેતુમતી**—રંડાએ આ શું કરચું? ચાલ એ તો એ જ. એને શ્રીફળ જ આપું, ત્યાર વગર આબરૂ રહેવાની નથી.

(જાયછે.)

---

## પ્રવેશ ૭ મો.

### સ્થળ અંજનીનું ભવન.

**અંજની**—(એકલી) રાતે નઠારૂં સ્વપ્ન આવ્યું, સવારમાં ચંડાળ કન્યાનું મુખ જોવાયું; અને જમણી આંખ ફરકયા કરે છે, તેથી આજ હું ગભરાઉં છું. હા! આર્ય પુત્ર! ( મૂર્છા પામે છે. )

**વસંતતિલકા**—(પ્રવેશ કરી) દેવિ! સાવધ થાઓ! સાવધ થાઓ! ( પવન નાખે છે. )

**અંજની**—(સાવધ થઇ) **વસંતતિલકે!** મારા અંતઃકરણમાં સંતાપ ઉત્પન્ન થાય છે.

**વસંતતિલકા**—દેવિ! કુમાર તો સર્વત્ર વિજય જ પામે છે. ગાંડા ઘેલા વિચાર જ ન કરવા જોઇએ.

**દાસી**—(પ્રવેશ કરી) દેવિ! રાજમાતા પધારે છે.

**અંજની**—(સવિભ્રમ) **વસંતતિલકા!** માજીના સત્કારને યોગ્ય સામગ્રી કર. (એટલામાં **કેતુમતી** સક્રોધાવેશમાં આવે છે.)

**વસંતતિલકા**—રાજમાતાનાં પગલાં ભલે થયાં.

**અંજની**—(પગે પડતી) સાસુજી! હું વંદન કરૂં છું.

**કેતુમતી**—(આસન લીધા વગરજ) આ ગર્ભ કોનો? અને આ શું? (**અંજની** કંપે છે.)

**વસંતતિલકા**—રાજમાતાના કુમારનો.

**અંજની**—(મનમાં) અરેરે! આ શું? હું નિર્દોષ છું.

**વસંતતિલકા**—(**અંજની**ની આંગળીએ કુમારની વીંટી બતાવી) મહાદેવિ! આ દા'ડાને માટે ઈશ્વરનો આભાર માનો.

**અંજની.**—(વિનયથી) સાસુજી! હું નિર્દોષ છું. મારો દોષ નથી, તેમ છતાં આપ દોષિત કહો છો, તો આ ભૂમિ ભાર કેમ ઝીલશે? સહસા કામ કરતાં પાછળથી પસ્તાવો થશે.

**કેતુમતી**—(ક્રોધથી)

### ચોપાઇ ત્રિતાલની.

ઢાળ ઓખાહરણનો રાગ મારૂ તથા ગોડી.

મારા કુલને તેં લાજ લગાડી, છાની મર રાંડ! કર ના લબાડી;
અમને દઈશ ન દોષ લગાર, તારાં પાપનો આવિયો પાર. ૧
મારા પુત્રનું દઇશ ન નામ, જાત બોળી કરી કુડું કામ;
સાત મહિના થયા છોડયે ગામ, ત્યાંથી કયાંથી આવ્યો
તારે ધામ. ૨

**વસંતતિલકા—**

રાજમાતા કરો નહિ કાળ, વહુ ગર્ભણી છે નાનું બાળ;
શીદ બળતીને બાળો છો માત, કેમ પડતી ઉપર મારો લાત. ૩

**કેતુમતી—**

કીધું હોશે તેં દૂતિનું કામ, લઈ ઉપરાણું બોલે છે આમ;
ચાલો નિકળો મંદિર બા'ર, ખબરદાર લગાડો ન વાર. ૪

(**અંજની** પગે પડવા જાય છે.)

કર કાળું ન મુજને અડીશ, કાપીશ જીભ જો કાંઈ વદીશ;
મારો પુત્ર જો હોત આ વાર, તમને પહોંચાડત ભવપાર. ૫
લીધો રંડા તેં રસ્તો આ આડો, જેણે રાખ્યો ન બોલવા દા'ડો.
ક્રોધ મનમાંનો મનમાં સમાવું, બોલી બા'ર શું જાત લજાવું. ૬

**અંજની—**(રોતી)

હું છું નિર્દોષ નિર્મળ નાર, નથિ મૂકિયો મેં કુલાચાર;

**કેતુમતી—**

બોલ જુઠું ન ચાવી ચાવી, હોય નિર્દોષ ના નારી આવી. ૭

**વસંતતિલકા—**રાજમાતા શાંત થાઓ, અને જરા વિચાર કરો.

**કેતુમતી—**અરે અસિધર!

**અસિધર—**(પ્રવેશ કરીને) આજ્ઞા મહારાણી.

**કેતુમતી—**આ બન્ને કુલટાઓને પેલા રથમાં નાખી જંગલમાં મૂકી આવ.

**અસિધર—**જેવી આજ્ઞા.

**અંજની—**હા આર્ય પુત્ર! હા માડિ! (મૂર્છા પામે છે.)

**વસંતતિલકા—**આ નિર્દોષ સાધવી ઉપર આવડો કોપ ઈશ્વર કેમ સાંખશે?

**કેતુમતિ—અસિધર!** વિલંબ ન કર.

**અસિધર**—જેવી આજ્ઞા. (**અંજનીને**) દેવિ! રાજમાતાના હુકમને માન આપો. આ રથ તૈયાર છે. (**વસંતતિલકા અંજનીને** રથારોહણ બતાવે છે.)

**કેતુમતિ**—અસિધર! જોજે હો! જા, હું પણ ત્યારે આમ જાઊંછું. (**અસિધર** રથની અગાડી બેસેછે તથા **અંજની** મૂર્છાગત બને છે.

(પડદો પડેછે.)

---

# અંક ૪ થો.

---

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—ભયાનક જંગલ.

### અંજની, વસંતતિલકા અને અસિધર.

(રથમાં **અંજની** અને **વસંતતિલકા** છે. રથ બાહેર **અસિધર રથવાહકપાસે** બેઠેલો છે. આવી રીતે રથ રંગભૂમિપર આવેછે.)

**અસિધર**—(રથ ઉપરથી ઉતરી પડેછે. **રથવાહકને**) અલ્યા! રથ થોભાવ. અહિંથી આગળ મારા હુકમવિના હાંકતો નહીં. (**અંજની** અને **વસંતતિલકા** ચોંકે છે, તથા તે હેઠાં ઉતરી પડેછે. સ્વગત.) મહાદેવીની મને આજ્ઞા છે કે અઘોર વનમાં મૂકી મારે પાછા વળવું. આ પેટ ઈશ્વરે જો ન બનાવ્યું હોત, તો આવો માન્ય ન કરાય એવો હુકમ શાને બજાવવો પડત? બીજાની તાબેદારીમાં રહેવાથી આ ક્રૂર હુકમ બજાવવો પડે છે. અરે! નિરપરાધી, દુષ્ટ સાસુના વિના કારણના કોપથી દુર્દશાને પ્રાપ્ત થઈ છે. આવા ભયાનક જંગલમાં હું એને કોને શરણે

મેલુંછું! સરવનું પાલન કરનાર પ્રભૂને શરણે. અરે! ધિક્કાર છે મને, આ હૃદય કેમ દ્વિધા નથી થતું? પ્રભુ! તારે આશ્રયે હું દુષ્ટ, દેવીને મૂકીશ. તુંજ એની રક્ષા કરજે. (ચાસન) દેવિ! ક્ષમા કરજો. દાસત્વનેજ ધિક્કાર છે. મારે અહિંથી તમને એકલાં મૂકી જવું પડશે; મહાદેવીની આજ્ઞાનુસાર તમને વિદિત કરૂંછું.

**વસંતતિલકા**—આવા અઘોર જંગલમાં?

**અંજની—વસંતતિલકા** આ શું? (**અસિધર**પ્રતિ.)

**ગઝલ ખમાચી.** (અફસોસ કે આંખોસે. એ રાહ.)

થાય આજ મારે મન, ઉદાસી બહુ;
ઉદાસી બહુ રે, ઉદાસી બહુ૦. ટેક.
માતુનો આ કોપ કેવો, કારમો કહું;
આવી વલે કીધી જેણે, દયા હીન લહું. થાય૦ ૧
હાય! હવે મારી ગતિ, માઠી છે બહુ;
પ્રાણ રાખું માત્ર મળવા, પ્રાણને ચહું. થાય૦ ૨
ગર્ભ આ જે મારો તેની, ચિંતા છે બહુ;
આ વનમાં કોણ રક્ષણહાર, નિરાધાર છું. થાય૦ ૩
પ્રાણજિવન પ્રાણપ્યારા, ગયા દૂર બહુ;
મારે જેનો આશ્રય તે, પ્રાણી ક્રૂર સહુ. થાય૦ ૪
રજા તને હવે હે ભાઈ, ખુશીથી દઉં;
વાંક ન ગણું તાહરો, આજ્ઞાનુસારી તું. થાય૦ ૫

**અસિધર**—દેવિ! માડિ! આ પેટ વળગ્યું છે, એટલે શું કરૂં? હું આજ્ઞા લઉં છું. (**રથવાહકને**) ચાલ ભાઈ, (પોતે રથમાં બેસે છે, **અંજનીને**) દેવિ! દુષ્ટમતિના માતાને છેવટ પસ્તાવું પડશે, ને તમને ઈશ્વર રૂડો સમય દેખાડે એવું પ્રણત પ્રતિપાળપાસે ઈચ્છુંછું, જે તે પૂર્ણ કરો.

(**રથવાહકને**) હાંક રથ, (**અંજનીને**) પ્રણામ કરૂંછું દેવી. (રથ ચાલ્યો જાયછે.)

**અંજની**—હા! દૈવ! હા! આર્યપુત્ર! (મૂર્છા પામેછે.)

**વસંતતિલકા**—અસિધર તો ગયો. અરે! ઓ! નિર્દય **કેતુમતિ**! આવી એની ગર્ભાવસ્થાનો કાંઈ પણ વિચાર કર્યા વિના, એકદમ વનવાસ આપ્યો, એ તારાં અઘોર કૃત્યોનો બદલો ઈશ્વર તને આપ્યાવિના નહીં રહે. (**અંજનીને** શુદ્ધિમાં લાવવા ઉપચારો કરેછે).

**અંજની**—(શુદ્ધિમાં આવતાં) હા! આર્યપુત્ર!

રાગ **મલ્હાર**.

બારમાસી મહિના બેલાવર અથવા રાગ **રામગ્રી**

સ્વામિ વિરહિણી આપની, ભય પામુંછું નાર;
થર થર કંપતી છાતડી, વિના પાલણ હાર. સ્વા૦ ૧
વાઘ વરુ રીંછ વાનરો, સિંહ શિયાળને વ્યાળ;
ત્રાસ ખરેખર આપતાં, ભારી વાટમાં જાળ. સ્વા૦ ૨
વાંકાચુંકા પેલા ડુંગરા, દીસે હારોહાર;
ખોળ હરોલની પોલમાં, વાસો ચોરનો સાર. સ્વા૦ ૩
શૂળ સરરરર પેસતાં, પાડે ઉંડો સાર;
દુઃખ પછી પડવું ખરૂં, છેટે પ્રાણનો પ્યાર. સ્વા૦ ૪
પ્રાણ! પ્રાણ મુજ પ્રાણનું, જીવન પ્રાણાધાર;
આપ ભળાવી ન આપશો, પ્રાણ જાય આવાર. સ્વા૦ ૫

**વસંતતિલકા**—દેવિ! આવે વખતે શોક કરવાથી શું થવાનું છે? જેમ બચાવ થાય એવો ઉપાય કરો. માથે પડ્યું ભોગવવેજ છુટકો છે. આ પાસે વટવૃક્ષ છે, તેની શાખાઓ નીચે સુધી લટકેલી છે, તેમ તે ઘટાટોપ થઈ રહ્યો છે, તો તેના ઉપર ચડી બેસવાથી આપણે કો-

ઇની દૃષ્ટિએ નહીં પડીએ. અરે! જે મખમલની તળાઇએ સુતેલ તેને આજે આમ ઝાડ ઉપર સુવું પડેછે. કેવી વિપરિત વેળા?

અંજની—એજ હવેતો આશ્રય છે. હરિ! હરિ!

**રાગ ખમાચી ઠુમરી.**

વન ભારી ભયકારી, હવે હારી ગઈ રે;
દીસે ખરેખર, નાશ નકી. વન૦
પ્રણુત કૃપાળુ, દીન દયાળુ;
છોજી ભક્તવત્સલ, ભયહારી હરિ! રે. દીસે૦ ૧
ગર્ભ જે મારો, તેનો શો આરો;
કોણુ રક્ષે વિના શિવ, ભોળા જયકારી રે. દીસે૦ ૨
હોંશ હૈયાની, કેમ રે'વાની;
ચર ચર હૃદયે, નિશિદિન બળી રે. દીસે૦ ૩

પ્રાણુપતિ! તમને તો ખબર હશે, કે હું મેહેલમાં કલ્લોલ કરતી હઇશ, પણુ વન વાડીમાં તરૂ પથારીએ આમ વળખતી નહીં જાણુતા હો. દાસી ચાલ, આપણે ઉપર ચ'ડી શયન કરીએ. શું કરવું, વેળાને માન આપવું ઘટે. ( ચ'ડેછે અને સુવેછે. )

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ આદિત્યપુરની ભાગોળ.

**અસિધર અને વિદૂષક.**

**અસિધર**—અરેરે!! હું દેવીને મૂર્છિતાવસ્થામાં મૂકી આવ્યો છું. તેમની શુદ્ધિમાં આવ્યા પછીની દશા કોણુ જાણે કેવી થઈ હશે? ખચિત, માઠીજ. વનમાં ક્રૂર, હિંસક પ્રાણીના ઘોર નાદથી તથા તેવાંજ તેના વર્તનથી

ખરેજ એ હેબકી જશે. ગર્ભાવસ્થામાં આ દુઃખ કેમ સહન કરશે? આવી નિર્દય સાસુ તો કયાંય જોવામાં આવી નથી. પેલું કોણ આવેછે? (જોઈને) એ તો આપણો વિદૂષક! (વિદૂષક પ્રવેશ કરેછે, તેને.) કેમ ભાઈ, કઈતરફ જશો? આજ કાંઈ ગામ બાહેર નીકળવું પડયું? શું તમને પણ તમારી બૈરીએ દેશવટો દીધો? કેમકે અમારાં ભાભી જરા કપરાં તો છે.

**વિદૂષક**—એમ પણ બને, આજ કોઈ ગુન્હો તપાસે છે? જરા કરડી નજર થઈ, કે લાગ્યા ભોગ. તું દેવીને વનમાં મૂકી ઘેર જતો હઈશ નહીં વારૂ? કર્કશાની કાકી સમાન સાસુને, સદ્‌ગુણસુંદરી જેવી વધુને દેશવટો દેતાં, જરા પણ દયા નહીં આવી હોય? આજ કાલની સાસુઓ વહુઓ ઉપર જુલમ ગુજારતાં પાછું જોતી નથી. આ વાતની ખરી બાતમી મને મળી છે, તેથી કહુંછું, કે દેવીનો વાંક જરા પણ નથી. બધું તેના ઉપર ખોટું તરકટ ઉભું કરી મહાદેવીએ આ દુઃખ દીધું છે.

**અસિધર**—વિદૂષક, તને આ બાતમી કયાંથી મળી? ખરી હકીકત નિવેદન કર. મને પણ દેવી નિર્દોષ લાગેછે.

**વિદૂષક**—તને એટલી તો ખબર હશે, કે કુમારની દેવીઉપર જરાપણ પ્રીતિ નહોતી.

**અસિધર**—હા, છે. પણ—

**વિદૂષક**—તો જ્યારે રાજાજીના હુકમથી કુમાર સૈન્ય લઈ કુચ કરી ગયા, ત્યારે આપણા ગામથી થોડે દૂર તેમણે પડાવ નાખ્યો હતો. ત્યાં આગળ પછી પોતે પોતાના મિત્ર પ્રહસિતસહિત બહાર આસનઉપર બેઠા હતા, અને પરસ્પર વાતો કરતા હતા, એટલામાં કુમારની વૃત્તિ, પાસે એક તળાવ હતું, ત્યાંઆગળ એક ચ-

ક્વાકનું જોડું રાત્રીએ વિખૂટું પડતાં કલ્પાંત કરતું હતું તે તરફ દોડી. તેવે સમયે ચક્વાકીએ, પતિવિરહ સહેવો કઠીણ લાગવાથી ઘણો કલ્પાંત કર્યો. અને કુમારને તે વખતે ઘણું લાગી આવ્યું, કે મારી સ્ત્રીની પણ એજપ્રમાણે ગતી થઈ હશે, તેથી લાગલોજ તેનામાં દયાનો અંશ આવ્યો.

**અસિધર**—તેથી શું પોતાની સ્ત્રીસાથે પ્રીતિ બાંધી?

**વિદૂષક**—હા, એજપ્રમાણે બન્યું. સર્વ બીના પોતાના મિત્રને કહી, પોતાનો વિચાર, છાના પોતાની સ્ત્રીપાસે જવા જણાવ્યો. તેવે વખતે તેના મિત્રે થોડાં બોધવચનો શાલમાં લપેટી કહ્યાં. પછી બંને મિત્રો તેજ રાત્રીએ દેવીને મેહેલે ગયા. દેવીને ઋતુકાળનો તે પ્રસંગે પાંચમો દિવસ હતો, માટે પ્રેમી જોડાંનો એકાંત મિલાપ ગર્ભના કારણરૂપ થયો. પ્રભાતે કુમારે ગચ્છંતિ કરવા માંડી, પણ દેવીની વિનતીથી પોતે, આવવાની નિશાની દાખલ પોતાની વીંટી આપી.

**અસિધર**—આટલે સુધી છુપી વાતનો પત્તો ક્યાંથી મળ્યો?

**વિદૂષક**—બીજા કોની પાસેથી? ખુદ પ્રહસિત પાસેથી. હવે જુલમ ખરો કે? મહાદેવીની કેટલી બધી દુષ્ટતા? છળકપટના તો જાણે છડિદાર, કઠિણતાના તો કોષરૂપ અને અવિચારીપણાના તો અગ્રેસર. આમાં રાજાજીનો કાંઈ વાંક નથી. તે બિચારા શું કરે? બધું ચલણ તો મહાદેવીનું રહ્યું. બૈરાંની મતિથી ચાલનારાની એવીજ ગતી જાણવી.

**અસિધર**—પ્રભુ! ત્યારે હું પણ આવા દુષ્ટ કામમાં

ભાગિદાર ગણાયો? પણ, તું જાણે છે કે હું પરસ્વાધિન છું.

**વિદૂષક**—પ્રથમ વિચારે નહીં મનથી, કરવા લાગે તનથી, કેમ પાર પડે ઉમંગથી?

**અસિધર**—વખત ઘણો થયો છે, તેમ થાકથી શ્રમિત પણ થયોછું, માટે હું હવે નગરમાં જઇશ.

**વિદૂષક**—હું પણ તારીસાથે આવું છું. મારે કાંઈ કામવાસ્તે જવું હતું, (સ્વગત) મારા જેવા પરવારતાને તે કામની ખોટ હોય? ગાડે ગાડાં, એકડો બાદ સરવ મીંડાં. (ચાસન) પણ તારો સંગાથ છોડી ક્યાં ટાંટિયા તોડ કરૂં. બંદા! ચાલો, ઘરવિના કાંઈ છુટકો છે? (નિસાસો મૂકેછે.)

**અસિધર**—એવડાં શા દુઃખમાં તને ભારી મુકયો છે, કે નિસાસા નાખ્યાં? ઘેર જવું કોને ના ગમે?

**વિદૂષક**—તને શાને ન ગમે? ઘેર જતાંજ તારી માનિની તને મોતીડે વધાવશે. (સ્વગત) મારી મચકાળી મોજડીએ વધાવે તોપણ ધન્ય ભાગ્ય સમજું. તે તો મારા ઉપર ગાળોનો વર્ષાદ વર્ષાવશે. માંડે તમાચો મારી જગતમાં ફરીએ.

**અસિધર**—મારાં ભાભી તને ઓવારણા લઈ, ઓવારી નાખશે.

**વિદૂષક**—જવાદે, એ કુથળી. મારૂં લાગ્યું મારેજ ભોગવવું, તું કાંઇ દયા આણી હિસ્સો લે એમ છો? ચાલ, જઇએ. (જાયછે.)

## પ્રવેશ ૩ જો.

### સ્થળ આદિત્યપુરની સીમાનો વગડો.

પવનજય—(પ્રવેશ કરેછે) વરૂણ સાથે રાવણને સલાહ કરાવી આપી હું પરવાર્યો. હવે તો મારે મારી સ્ત્રીની ખબર લેવી જોઇએ. મારા વિયોગથી તે શોક સાગરમાં બુડી હશે, હું ભુલતો ન હોઉં તો તેનાથી મને છૂટાં પડયાને લગભગ સાત મહિના થવા આવ્યા છે, અને જો ઈશ્વરે સારો દહાડો બતાવ્યો હશે તો તે માંગલિક પ્રસંગ ઉપર હું જઈ પહોંચીશ. આ બધું હવામાં મેહેલ બાંધવા સરખું છે. મારૂં વામાંગ ફરકે છે! મને ભીતિ લાગે છે! સામે આવતી કોઇ કૃત્તિકા સરખી ડાકેણ દેખાય છે! તે મુખ વકાસે છે! આ દુશ્ચિન્હ શાથી? મારા માતપિતાને મારે માટે શોચના નહીં થતી હોય? ખરે! તે બિચારાં વળખતાં હશે. મારામાં રહેલા દુષ્ટ વિચારે, મારી પ્રિયા ઉપર રાખવા યોગ્ય પ્રીતિ રહેવા નહોતી દીધી. કેમકે—

### શિખરિણીવૃત્ત.

કરી નો'તી પ્રીતિ, પ્રથમ મનમાં પૂર્ણ રસથી,<br>
પછીથી તે તેવી, સતત કયમ રે'શે સ'રસથી;<br>
જણાવે છે ચિન્હો, સફલિત થવા આ સરવથી,<br>
પ્રભૂ રાખો પ્રેમી, પરમ રતથી ના ગરવથી. ૧

ઓ! જગન્નિયંતા, તારા આશ્રયે રહેલાનું તારણ કરવું તારેજ હાથ છે. મારા અપરાધો સામું જોતાં તો હું દયાને પાત્ર નથી, પણ મોટા, અપકારીના ઉપર ઉપકાર કરેછે. મેં મારી ઉદ્ધતાઈથી નિર્દોષ એવી જે મારી પ્રિયા, તેને દુઃખ દેવામાં કશી મણા રાખી નથી. એ કૃત્યો

જોતાં, મને સુખ મળવું ન જોઇએ. હવે તારી આગળ પ્રતિજ્ઞા લઉંછું, કે જ્યારે આત્મા દેહથી અળગો થાય, ત્યારેજ મારી શુદ્ધ અંતઃકરણની પ્રિયા પ્રેમવિમુખ થાય. આ મારી પ્રતિજ્ઞા પાર પાડવી, પ્રભુ! તારે હાથ છે. હવે તો ચાલ, બનતી ઉતાવળે મારી પ્રાણથી પણ વિશેષ એવી પ્યારીને જઈ ભેટું.

(જાય છે.)

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ પ્રહ્લાદરાજાનું રાજ ભવન.

**રાજા, રાણી, પ્રધાન, વિદૂષક, પવનજય અને પ્રતિહાર.**

**રાજા**—પ્રધાનજી, કુળવધૂનો તિરસ્કાર મને બહુ સંતાપે છે. અરેરે!! આ દુષ્ટ સમયનું પ્રાપ્ત થવું, મારી આ પાપીણી સ્ત્રીના અઘોર કૃત્યથી છે. આવા એના અઘોર કૃત્યથી તેના મૃત્યુ બાદ તેની ગતી ડાકિણી, વ્યંતરી, પિશાચિણી, કે ચાંડાલિણીમાંની કોઇમાં થશે.

**રાણી**—આવા શાપો શામાટે તમારે મને દેવા પડેછે? તેનામાં એવા કયા સદ્‌ગુણો દીઠા કે હિમાયતી કરોછો? રૂપાળી તથા બોલવે લાવણ્યતાવાળી દીઠી કે તરત લોભાયા!

**રાજા**—તારા મનના ફાંટાપ્રમાણેનું બોલવું તું બંધ કર. નિંદિત તથા લજ્જાસ્પદ સરખું દુષ્કૃત્ય કરી ઉલટી મારાપર ખોટો આરોપ મુકવા તું હિંમત ધરેછે? એ તો સાક્ષાત નિર્દોષતાની મૂર્ત્તિ હતી. સતી ઉપર આળ નાખનારનું કોઈ ભવમાં પણ સારૂં થશે નહીં.

**રાણી**—પુત્ર ઘરમાં નહીં ને વધૂ ગર્ભવતી કેમ થાય? આપણા કુળને કલંકિત રાખવા કરતાં તેવાનું નિકંદન કરવું એ માર્ગ મને તો યોગ્ય લાગ્યો. ભલે, હવે તમે મને ભૂંડી કહો, ગમે તો મારી નાખો, પણ મેં જે કર્યું તે યોગ્યજ છે.

**રાજા**—પોતાની ભૂલ પોતાને ખબર પડતી નથી, અનેક લોકની દૃષ્ટિએ જે અયોગ્ય જણાય, તે માન્ય કરવાયોગ્ય છે. આ **વિદૂષકે** પેલા **અસિધરને** જે ખરી હકીકત કહી છે, તે ઉપરથી મને હવે કોઈપણ પ્રકારનો સંદેહ રહ્યો નથી. વધુ પુરાવો કુમારના મિત્ર **પ્રહસિતનું** આપણા રાજદરબારમાં જે દહાડેથી કુળવધૂનો ત્યાગ કર્યો છે, તે દહાડેથી આવવું બંધ થયું છે તે છે. કુમારની વીંટી તને સાબીતીમાં બતાવ્યા છતાં તેં તિરસ્કાર કર્યો એ આશ્ચર્યસરખી વાત છે.

**રાણી**—એતો વિદૂષક નવરો બેઠો એવા વગર પાયાના બુટ્ટા નિત્ય નવા ઉઠાવ્યા કરશે. એને ખાવું, પીવું ને નારદવિદ્યા કરતાં ફરવું.

**વિદૂષક**—( સ્વગત ) પૂરા ભોગ મળ્યા, સાચું કહેનાર આંખના પાટા સરખો થઈ પડેછે. ( ચાસન ) મહાદેવિ! મારૂં નામ જરા વાયડું તેથી મને બધા કામમાં તેવોજ ગણ્યો કે? આવા જીવ સાટોસાટના કામમાં હું મજાક કરૂં? એથી તો વિપરિત પરિણામ બની જાય. કુમારશ્રીનું તેમની પત્નિપાસે પધારવું થયું હતું. મારૂં બોલવું સત્ય છે. મને મારા કે તમારા સમ છે, કે આમાં કાંઈ પણ ખોટું હોય તો.

**પ્રધાન**—મહારાજ, તેના ઉપર જુલમ હદવિનાનો થયો છે. કોમળ કમળતંતુ વજ્રનો ભાર ના ખમી શકે.

**રાણી**—(સ્વગત) બધા એક થયા ત્યાં મારૂં શું ચાલે, કોણ જાણે હજુ કેવી વિટંબના આવી પડશે. આ વિદૂષકને રાજમાંથી ગડગડીયું આપવું જોઇએ. (ચાસન) પ્રાણનાથ, આ લુચ્ચા વિદૂષકને રાજની નોકરીમાંથી બરતરફ કરવો જોઇએ. એણે સઘળું મારાઉપર ખોટું તરકટ ઉભું કર્યું છે. આમ વિરોધ પાડનાર લાંબો સમય ટકવાથી મોટી ખરાબી કરશે.

**વિદૂષક**—(સ્વગત) ઘાટ સારો ઘડી રાખ્યો. હવે ખબર પડશે કે રાજાજીને કાન છે કે સાન? કેમકે મોટાઓ સાન કરતાં કાનપર વિશેષ લક્ષ દેછે. મારે હતું શું ને જાશે શું? આપણામાં પ્રાપ્તી છે, તો ગમે ત્યાંથી આ પેટને ભાડાસરખું મેળવી લેશું. (ચાસન) મહારાજ, મારા બોલવામાં વિશ્વાસ સરખું ન હોય, અને નોકરીથી બરતરફ કરવાને ચાહતા હો, તો તે હુકમ બર લાવવા આ સેવક તૈયારજ છે. પણ સહસા કામમાં પાછળથી બહુ સંતાપ પામવા સરખું બનેછે.

**રાજા**—વયસ્ય, તારે ગભરાવા સરખું કાંઈ નથી. સ્ત્રીઓ પોતાનું કામ સાધવા સામા ધણીનું મસ્તક છેદન કરતાં પાછું જોતી નથી. મને તારા વચન ઉપર પૂર્ણ વિશ્વાસ છે. તારી વાણીમાં કોક વખતે જરા ટિખલીપણું હોયછે. પણ વાત મુદ્દાસહીત હોયછે.

**પ્રતિહાર**—મહારાજ, કુમારશ્રી વિજય કરી પધારે છે.

**રાજા**—ચાલો આપણે એને સામે તેડવા જઇએ. (પ્રધાનસાથે દરવાજા સુધી જઈ કુમારને તેડી લાવેછે.) પુત્ર,

તને બહુ પ્રયાસ પડ્યો હશે? તારૂં આવું કોમળ શરીર શત્રુના શસ્ત્રના સંઘાતથી કેવી રીતે બચાવ્યું હતું? બેસ મારી પાસે અને વિદિત કર તારી વિજય વાર્ત્તા.

**પવનજય**—પિતાજી, આપની આશીષ અફળ કેમ જાય? તમારા પ્રતાપથી શત્રુના સ્વાધિનમાંથી રાજેશ્રી રાવણ મહારાજના બનેવી ખરદૂષણને છોડાવ્યા છે. તેમ વરૂણસાથે સદા મૈત્રિભાવ રહે એવી સંધિ કરાવી છે. આ પ્રશંસાપત્ર છે તે આપ વાંચો. (પત્ર આપેછે.)

**રાજા**—કુમાર, તારી બુદ્ધિ વિચક્ષણ છે. તને ઘણો પરિશ્રમ પડ્યો છે તેથી થોડો વાર વિશ્રામાલયમાં જઈ આરામ લે. તારો પ્રયાસ ઘણો સ્તુત્ય નિવડ્યો.

**પવનજય**—જેવી આજ્ઞા પિતાજી, આપણે બધાં ચાલો ત્યારે. (સરવે જાયછે.)



## પ્રવેશ ૫ મો.

### સ્થળ અંજની વિનાનું વિલાસ ભવન.

### પવનજય, પ્રહસિત અને દાસ.

**પવનજય** (પ્રવેશ કરેછે) અરે! આજે આ ભવન પ્રિયા વિનાનું શૂન્ય લાગેછે. મારા પ્રથમના દુષ્ટ કૃત્યે પ્રિયા તારી આવી દુર્દશા કરી. પ્રિયા વિના આ ભવ, આ રાજ્ય, આ સેવક, તેમજ સુહૃદવર્ગ એ સઘલાં મારે શા ઉપયોગનાં છે? જેવો પ્રાણ વિનાનો દેહ તેવુંજ આ ગેહ તથા બીજું સઘળું છે. મારી માતાજ અમને વિયોગ દશામાં લાવવા કારણભૂત છે. પણ નહીં, એમાં એનો શો દોષ? અમારો ઋણાનુબંધ એવોજ હશે.

હશે, જે બન્યું તે માથાઉપર. ઓ ઈશ્વર ! હું તારી આગળ પ્રતિજ્ઞાપૂર્વક કહુંછું, કે હવે આ નગરમાં ક્યારે પગલું મૂકીશ કે જ્યારે મારી પ્રિયાનો મિલાપ થાશે ત્યારે. નહીંતો તેના પ્રેમથી બંધાએલો આ દેહ તેનેજ સમર્પણ કરી કૃતાર્થ થઇશ. પિતાજી ! તમારો ઘણો સુવિચાર હતો. તમને તમારો પુત્ર છેવટના માનસ નમસ્કાર કરેછે. માતુશ્રિ ! તમને પણ હું છેવટનુંજ નમન કરૂંછું. મારે જતા પહેલાં મારાઉપર સદા ઉપકાર કરનાર મારા મિત્રનો મિલાપ કરવો જોઇએ. અરે ! કોણછે હાજર.

**દાસ**—(પ્રવેશ કરેછે) મહારાજ, શી આજ્ઞા !

**પવનજય**—તું હમણાંને હમણાં મારા મિત્ર **પ્રહસિતને** ભવન જઈ તેને અહીં બોલાવી લાવ. કહેજે કે ઘણાં અગત્યનાં કામને માટે બોલાવ્યા છે.

**દાસ**—માહારાજ, એતો આવેલા છે. રાજાજીએ રોકયા છે, જુઓ તે પેલા આવે. (**પ્રહસિત** પ્રવેશ કરેછે ને **દાસ** જાયછે).

**પવનજય**—તમને હું બોલાવવા માણુસ મોકલતો હતો, પણ ઈશ્વરેચ્છા બળવાન છે, કે મારી ધારણા એની મેળે થઈ આવી.

**પ્રહસિત**—મિત્ર, રાજાજી પાસે રોકાયો હતો, તે મારી આગળ ગદગદિત કંઠે કહેવા લાગ્યા, કે કુમાર તેની પ્રિયાના વિયોગથી કેવળ ચિત્તભ્રમ સરખો બન્યો છે. મને તમને સમજાવવા મોકલ્યો છે.

**પવનજય**—એમનો મારા ઉપર ઘણો પ્રેમ છે, પણ નિરૂપાય છું કે હું આગળથી પ્રતિજ્ઞા લઇ ચુકયો છું; મારે આ રાજ્યમાં ઘણો વખત રોકાવું નથી.

**પ્રહસિત**—મિત્ર તમારે વૃદ્ધ માત પિતાથી વિખુટાં ન પડવું જોઇએ. તમે કહો તો હું શોધ કરી તમારી પ્રિયા મેળવી આપું. આમતો નાદાની ગણાશે.

**પવનજય**—હું લોકની દરકાર નથી કરનાર, મારે માટે મારી નિર્દોષ પ્રિયા દુ:ખી થઇ, ને હું શું સુખ ભોગવવા રહું? ના, તે નહીંજ બને. બસ—

**ખમાચી દાદરો** (અયેકાશગમ મેરા કળી એ રાહ)

હવે હરામ જરૂર આજ, નગર છે સહી;
કરૂણ પ્રાણ જુલમ જાણ, સહન તે નહીં. હવે૦ ૨
સદ્‌વિચાર કદી ન થાય, મલિન જે મહીં;
વિલંબ એજ છે વિનાશ, સમજ રે અહીં. હવે૦ ૨
જડે ન થાગ ચપટ થાય, હવે રહું નહીં;
અરે! ઉચ્ચાર કરૂં આ વાર, વ્યર્થ રે સહી. હવે૦ ૩
પરમ નમ્ર દહન વાક, શમન તેં કરી;
ધન ધન ધન સુંદરી, જાત તો વધી. હવે૦ ૪
ગ્રેહ અપાર પહું ન પાર, ખરે મળે નહીં;
થાય વિનાશ તે ન આશ, શરણ તે કહીં. હવે૦ ૫

**પ્રહસિત**—તમારી આ પ્રતિજ્ઞા આગળ હવે જેટલું હું બોલું એટલું વ્યર્થ છે. કેમકે મોટાઓ એક વખત નિશ્ચય કરી ચુકયા તો તે પોતાનો પ્રાણ જતાં પણ છોડતા નથી. મારી તમારી પાસે એટલી વિનંતી છે કે તમે જ્યાં જાઓ ત્યાં મને સાથે લેવો જોઇએ.

**પવનજય**—મિત્ર તું કહે છે તે ઠીક છે, પણ મારાથી તને સાથે લઈ શકાશે નહીં. મારા નિશ્ચય પ્રમાણે તો મારે એકલાજ જવું પડશે. ઇશ્વર કરશે તો આપણે થોડા વખતમાં પાછા મળશું. તારે હવે હઠ નહીં કરવો.

**પ્રહસિત**—હું તમારા વિના અહીં શી રીતે રહી શ-કીશ માટે મનેતો સાથે લેવો પડશે.

**પવનજય**—ઠીક છે, સવારમાં અહીંથી મારે જવાનો વિચાર છે.

**પ્રહસિત**—તમારા જવાના સમય અગાઉ હું તમારી પાસે આવીશ. હું રજા લઉંછું. (જાયછે)

**પવનજય**—મારે એને દુઃખી કરવો નહીં, માટે હું એને સાથે લઇશ. મને એ ઘણો સાહ્યભૂત થઇ પડશે. હવે રાત્રી ઘણી ગઇ છે માટે નિદ્રા લઉં, પણ પ્રિયાના વિયોગની આવી દશામાં નિદ્રા કેમ આવે?
(નિદ્રા લેવા જાય છે.)

(પડદો પડેછે.)

# અંક ૫ મો.

---

## પ્રવેશ ૧ લો.

**સ્થળ બદ્રિકાશ્રમ પાસેનું વન, દૂર કૈલાસ નજરે પડેછે, તેમાંથી નદીનું ઝરણું વહેછે.**

**અંજની, વસંતતિલકા, શિવ, પાર્વતી, તરતનું જન્મેલું બાલક અને પ્રતિસૂર્ય વિદ્યાધર.**

**અંજની**—વસંતતિલકા, હું કેવી દુર્ભાગિણી, પતિનું સુખ મલ્યું તો સાસુથી આ દશા પામી. હું દુઃખની દીકરી ને વિપત્તિની વહુ છું. સ્વામિનાથ! હવે આ અ-નાથ અબળા, સનાથપણાનાં ઐશ્વર્ય સુખને ક્યારે પ્રાપ્ત થશે? આર્યપુત્ર! આ દેહ પ્રાણાધાર વિના કેમ ટકે? તોય વિનાનું મીન જેમ તરફડી મરી જાય, તેમ આપ

વિના આ દીન અતિ વિરહ વ્યાકુળ બની, ખરે! વલખી, વવડી, રઝળી, બબડી, ગબડી, ગેબ બની જશે. હે નેત્રમણિ! અનેક તર્ક વિતર્ક કરતી અર્ધ ગાંડી સરખી રઝળતી, અવિલોકતી, વિચારો કરતી, શા કામની હવે રહી છે?

### દોહરો.

પ્રાણ વિનાના દેહને, કોનો છે આધાર;
ગણવા આશ્રયભૂત જે, ઇચ્છે તે આહાર.

આધાર, માત્ર સર્જનહારનો છે. પ્રાણનાથ વિના શરીર વિકારી બનેછે.

### માલિની છંદ.

સકલ શરીર મારૂં, તેજને પાત્ર ક્યાંથી,
પતિ વિરહ અકારૂં, થાયછે ગાત્ર જ્યાંથી;
સરસ નરસ વારુ, થાયછે આજ શાથી,
દુષિત કરમ મારૂં, ભાગ્યને ઘા થવાથી. ૧

હવે આ વનપશુને મારે સખારૂપ લેખવાં જોઇએ. જો હું એવો પ્રીતિભાવ દાખીશ તો જરૂર તે મને સહાય કરશે. પણ પેલી મૃગલી ચરે છે. બાપુ, તું તો પૂરી ભાગ્યશાળી, કે પતિ પાસે રહી કલ્લોલ કરેછે. અરે! મારે એવો અવસર આવ્યો નથી. હું કોને શરણે જાઉં? આવે વખતે ઓ પ્રભુ! તુંજ એક આધારરૂપ છો. મારી દશા એવી થઇછે, કે—

### ગીતિ.

વિયોગ તાપે મારાં, તમામ ગાત્રો રુએ રુએ ધીકે;
પિયૂ દાસી તમારી, છળી મરૂંછું હવે ઘણી બીકે.

(ચિંતાગ્રસ્ત થાયછે.)

**વસંતતિલકા**—સરખા દિવસ કોઇને જતા નથી, તમે આટલાં હડબડી ના જાઓ, જુવાનીમાં પડતું દુઃખ ઠેસે માર્યું જાયછે, ઘણુાજ કોમળ હ્રદયનાં છો.

**અંજની**—તું મને ઘણું સમજાવે છે, પણ પૂર્વસંચિત કોણ જાણે કેવાં છે? કે કાંઈ રૂચતું નથી. આ ગર્ભને માસ પૂરા થવા આવ્યા, હવે જે કાળ જાયછે તે પ્રસૂત સમય સૂચવતો જાયછે. દાસી, મને વેદના ઘણી થાયછે. તું હવે વેગળી જઇશ નહીં.

**ગરબી.** (ઓધવજીના સંદેશાનો રાહ.)

શોધે લાધે પાર ન મારો રે મથી,
હૈડું મારૂં પાણ સમાન ન થાય જો;
કોમળ છાતી પ્રાણ ટકે નહિ હામથી,
તેથી મુજથી કેહેની ક્યમ સેહેવાય જો. શોધે૦ ૧

દાહ થાયછે મારા તનમાં તો હવે,
ખરે રહે નહિ ફેરા કેરી આય જો;
પાપ પૂર્વના સમયપર આવી નડ્યાં,
ઉગરવાની દોરી શંભૂ હાથ જો. શોધે૦ ૨

આવે ટાણે વૃદ્ધ જન કો નવ મળે,
છોકરવાદી ભારે હાણી થાય જો;
ક્ષાત્રધર્મ સુજાણ પતિ નહિ આ સમે,
દૈવે રૂઠી વાળ્યો આડો આંક જો. શોધે૦ ૩

(ઉદરના ગર્ભને કહેછે.) હે ગર્ભ! તું મારા ઉદરમાં આવ્યાથી કોણ જાણે કેવી દશાને પામીશ?

**વસંતતિલકા**—દેવિ! તમારો ગર્ભ તેજસ્વી લાગેછે. નિઃસંદેહ આ બાળક જે જન્મશે તે મહા ભાગ્યશાળી થશે.

**અંજની**—તારી વાણી ફળો. દાસી ચાલ, આ પાસે વૃક્ષની છાયા છે ત્યાં જઈ વિશ્રામ લઇએ. (પોતે સારા ઘટાદાર વૃક્ષની છાયા તળે જઇ દાસી સહિત બેસેછે. એટલામાં કૈલાસ પર્વતની ટોચ ઉપરથી **શિવ** અને **પાર્વતી**નું આગમન થાયછે, ને તે પર્વતથી નીચે ઉતરે છે તથા પાસે વહેતી નદી આગળ સ્નાન કરવા જાય છે, ત્યાં **પાર્વતી**ની દૃષ્ટિ વૃક્ષ પાસે બેઠેલી **અંજની** ઉપર પડેછે.)

**પાર્વતી**—સ્વામિનાથ, આ કોઈ અબળા નિરાધાર જણાય છે, તેના પતિથી તે વિખૂટી પડી હશે? પણ, ગર્ભવતી હોય એમ જણાય છે! એવીનું સંરક્ષણ આપણે કરવુંજ જોઇએ.

**શિવ**—સતી, એ તો આપણા પરમ ભક્ત **માહેન્દ્ર** વિદ્યાધરની પુત્રી થાયછે. ચાલો સતી, આપણે એની પાસે જઇએ. (સ્વગત.) મારે એની પાસે જવું હતું, કેમકે એના ઉદરનો ગર્ભ મારો અંશાવતાર છે. મારા રક્ષણ તળે ઉછેરાશે. તેનો મામો **પ્રતિસૂર્ય** વિદ્યાધર માત્ર તેને નગરમાં લઈ જવા કારણભૂત છે. તે પછી મારે ત્યાં આવી મોટો થવાનો. સતીએ ઠીક સુચવ્યું.

**પાર્વતી**—સ્વામિનાથ, પધારો ત્યારે. (**શિવ** તથા **પાર્વતી અંજની** પાસે આવેછે.)

**શિવ**—હે સાધવિ! તું શોકસાગરમાં કેમ ડુબેલી છો?

**પાર્વતી**—સ્વામિ પરાયણિ! તારી વિતક વાર્તા નિવેદન કર.

**અંજની**—માતા, પિતા, હું વંદન કરૂં છું. (સાષ્ટાંગવત પ્રણામ કરેછે) હું **માહેન્દ્ર** વિદ્યાધરની પુત્રી તથા રાજ શિરોમણી **પ્રહ્લાદ** વિદ્યાધરની પુત્ર વધૂ છું. સાસુના કોપના

બળિદાનથી આ દશાને પામી છું, પણ હવે તમારા દર્શનથી કૃતાર્થ થઇ છું.

**પાર્વતી**—બાળા, તું ચિંતા કરીશ નહીં. તારૂં દુઃખ નિવારણ કરવા અમારૂં આગમન થયું છે. તારા પિતાનો અમારી સાથે સારો સંબંધ છે. તે બીજે, ત્રીજે, દર્શનને માટે અમારા કૈલાસમાં આવે છે. તારા શ્વસુરની પણ સારી ખ્યાતિ સંભલાય છે.

**શિવ**—સતિ! એતો રાક્ષસેન્દ્ર રાવણને વરૂણની સાથે સલાહ કરાવી આપી, રાવણના બનેવી ખરદુષણને બંધનમાંથી મુક્ત કરનાર, પ્રહ્લાદ વિદ્યાધરના કુલદીપક પવનજયની સ્ત્રી જણાય છે. એનું આ દશાને પ્રાપ્ત થવું, એમાં પૂર્વ જન્માંતરનોજ દોષ છે.

**પાર્વતી**—પતિમાં અનુરક્ત રહેનારીને તેનાથી વિખુટાં પડી દુઃખ સહેવું અતિ વિકટ છે. પુત્રિ! તારી સાસુનો આટલો કોપ શા કારણથી થયો? તારી મુખમુદ્રા નિર્દોષતાથી ભરેલી છે.

**શિવ**—સતિ! એ વાર્તા હું તમને પછીથી કહીશ. (**અંજનીને**)પુત્રિ! તું સદા સુખી રહે, તારો આ ગર્ભ, મારા અંશરૂપે છે. તે વજ્ર, અંકુશ તથા ચક્રોનાં ચિન્હોસહિત જન્મને પામશે. તે ભગવદ્ભકતોમાં શિરોમણી થશે. બળમાં તેની બરોબરી કરનાર કોઇ નહીં રહેશે.

**અંજની**—આપની શુભાશિષ ફળીભૂત થાઓ.

**શિવ**—બાળા, તને પુત્ર જન્મ્યા પછી, તારો મામો **પ્રતિસૂર્ય** વિદ્યાધર અહીં આવશે, તે તને તેના હનુપુર નામના નગરમાં વિમાનમાં બેસાડી લઈ જશે. હવે જઈએ છીએ. મારો નિવાસ કૈલાસમાં છે. મારૂં ભવન સદા

વાંછનાવાળાઓથી ભરપૂર રહેછે. તારા સંકટ સમયે હું તને સહાયભૂત થઈશ.

**અંજની**—મહાપિતા **ચંદ્રમૌલી** તથા સતિ શિરોમણી માત **પાર્વતિ**! હું તમને સાષ્ટાંગ નમુંછું (તેમ કરેછે.)

**શિવ પાર્વતી**—હે કલ્યાણિ! તું સુખી રહે. (જાયછે.)

**અંજની**—આજ મને જગતના માતાપિતા ભગવન્ **શશાંકશેખર** અને મહાસતી **ઉમયા**નાં દર્શન થયાં, તો લલાટે લિખિત વિધિ નિર્મિત ભાગ્ય દશા કદાચિત સુધરે પણ ખરી. આવે વખતે મને કોઇ મારા હૃદય દૈવત, પ્રાણરક્ષક, જીવિતેશ્વર, સદાના સાથી, સૌભાગ્ય દાતા, પ્રેમ પયોધિ, સદા હિતૈષી અને વિવેકી પ્રાણજિવનને ભેટાડી આપે, તો જે વસ્તુ મારી પાસે હાલ હોય તેમાંથી જેમાં તેનું મન માને તે આપવા ચુકું નહીં, અરે! એટલુંજ નહીં, પણ તેને, પાદ પૂજન કરી હર્ષાશ્રુથી નવરાવી નાખું. તેના કરેલા તે ઉપકારનો બદલો કદી વાળ્યાવિના રહું નહીં. આર્યપુત્ર! તમે જ્યાં હો ત્યાં સુખી હજો. દાસિ! મને પ્રસૂતકાળે આવતી વીણ આવેછે. અરે! આ પીડા નથી સહેવાતી. મારૂં મૃત્યુ આમાં થાય, તો તું મારા પ્રાણપતિની શોધ કરી, તેને મળી, મારાથી તેને સદા વિખૂટાપણાનું દુઃખ નિવારણ કરવા સાંત્વના કરી, હીંમત દેજે, અને કહેજે કે તમને વિલોકતી તમારી પ્યારિ, બીજા જન્મમાં ભેટશે. અરે! ઓ! ઓ! ઓ! (મૂર્છિત થઈ પડેછે. **વસંતતિલકા** તેનું આશ્વાસન કરેછે, એટલામાં **બાળક**નો જન્મ થાયછે.)

**વસંતતિલકા**—આ વિનય દેવીની, આવા સમયમાં જો તે રાજ્યમહાલયમાં હોત, તો કેટલી બધી માવ-

જત રખાત; ને મુખમાંથી પડતાં વચનો ઝીલી લેનારો સેવક વર્ગ હાજરનો હાજર રહેત. ખરે ભાગ્યદેવિ! તું નિર્દયતાને પાને પડી. આથી તે બીજો કયો ક્રૂર સમય હોય? આવો સકુમાર આવા જંગલમાં જન્મવાયોગ્ય કદાપિ ન હોય. આ કુમાર શરદ ઋતુના ચંદ્ર સમાન સુંદર વદનવાન, શુક ચંચુસમ નાસિકાવાન, આજાનબાહુ, વીરત્વદર્શક ભ્રકુટિવાન, તેમ દયાથી ભરપૂર ઉદરવાળો છે. તેના ગાલ ગુલાબના ફૂલ સરખા છે, છાતી ધૈર્યતાથી ભરેલી છે, પગના ફણા નાગફણાસમ છે અને કર્મ રેખા ઉજ્વલતા પામેલી છે. સાક્ષાત શંભૂ જાણે તે હોયની એવો જણાય છે. આવું સુંદરપણું છતાં કયા કર્મના દોષે તેનો જન્મ અરણ્યમાં થયો હશે? (**અંજનીને** મૂર્છા વળેછે, તે શુદ્ધિમાં આવેછે.) દેવિ! ભગવન્ **સદાશિવના** આશિર્વાદથી આ કુમાર તેમના સૂચનપ્રમાણે જન્મ્યો છે.

**અંજની**—મારાં ગાત્ર ભંગ થયાં છે, મારામાં અશક્તતાએ વાસો કર્યો છે, હું વિચાર શૂન્ય બની છું, મારાથી ઘણું બોલાતું નથી. દાસિ! મારા ઉદરથી આ યુવરાજનો જન્મ કેવા દુષ્ટ સમયમાં થયો છે? આ વનદેવતાઓ તેની રક્ષા કરો. (સારી પેઠ શુદ્ધિમાં આવેછે, તથા તે જન્મેલા **બાળકને** કહેતી હોય તેમ કરેછે.) વત્સ, આ જો નિર્મલ પાણીનો ઝરો, તું પણ તેવોજ નિર્મલ જણાય છે! આ વૃક્ષલતાઓ તારી ઉપર પ્રેમ ભાવ રાખી સદા સૂર્યનો તાપ તને નહીં લાગવા દે. અરે! ક્રૂર હિંસક પશુઓ, તમને જો ભક્ષ જોઇએ તો મારો લેજો, પણ મારા બાળકની તમે રક્ષા કરજો.

### મંદાક્રાંતા છંદ.

પાપો મારાં અગણિત હવે, કાપજો આપ શૂલી,
વેઠ્યા તાપો અતિશય ખરે, ફેડજો નાથ ડૂલી;
દીસે ભારી વિકટ વનને, વાટ તો આજ ભૂલી,
તેજો રાશી તન મજ હરે! પાળવો સાવ ફૂલી. ૧

અહો મહાદેવ! આ વિનતી લક્ષમાં લઈ, તમે મારા કુમારની રક્ષા કરજો. જેમ આ કુમારને જોઈ હું હર્ષ-ઘેલી બની છું, તેમજ મારા પ્રાણપતિ હમણાં હાજર હોત તો તે આનંદોદધિમાં ઉછળત. આવી અધમ સ્થિતિને પામેલી જગતમાં મારાજેવી સ્ત્રીયો ઘણી થોડી હશે. અરેરે!! આર્યપુત્ર!

### લલિત છંદ.

વિરહ આપનો કેમ રે જશે, ખચિત દેહનો નાશ રે થશે. ૧
કરમ માહરે દોષ છે ખરે, શરણ રાખશો હામ તો સરે. ૨
તરત તાપથી દૂર જો કરો, દુરિત આજ તો પ્રાણ રે હરો. ૩
પરમ ભાવથી નિત્ય હું જપું, સુખદ કાળમાં આમ હું ખપું. ૪
ઉલટ સાથ જો આપને મળું, પતિત નારનું થાય તો ભલું. ૫
વિપિન બાળ આ તારશો નહીં, મરણ થાય તો પ્રાણ રે સહી. ૬
અરર પ્રાણ રે ખૂબ આ થયું, નરસ થાયછે સૂખ તો ગયું. ૭

પ્રાણપતિ, જીવિતેશ્વર, દયાસમુદ્ર, આ આપની ભાગ્યહિણી સ્ત્રી, હવે કોને આધારે આ અઘોર અરણ્યમાં દિવસ ગુજારે, મને તમારે શરણે લ્યો. પ્રાણેશ્વર, મારાથી આ વિયોગ દુઃખ સહન થતું નથી. તમારાથી વિખૂટાપણું તો થયું છે, તેમાં વળી મારે માથે આ કુમારની તજવીજ રાખવી રહી, તો તે ઉભય હું શી રીતે નિવારીશ. પ્રાણ! પ્રાણ! ઓ પ્રાણ! (મૂર્છિત થાયછે,

એટલામાં કૈલાસ પર્વતની બહારની બાજુએ વિમાન જણાયછે, તે મૃત્યુલોકમાં ઉતરે છે, તેમાંથી **પ્રતિસૂર્ય** નામનો વિદ્યાધર જ્યાં **અંજની** મૂર્છિત પડેલી છે ત્યાં ઉતરી, આવેછે.)

**પ્રતિસૂર્ય**—અરે! આ સ્ત્રી અહીં મૂર્છિત કેમ પડી છે? મને એના ઉપર અંતરથી પ્રેમ ઉપજે છે! જાણે તેની સાથે નજદીકનું સગપણ ના હોય? તેમ મારો મનોભાવ તેના તરફ દોડેછે. (તેની છેક નજદીક જઈ તેનું મુખ જોઈ ઓળખી કાડેછે.) અરે! આ તો મારી બેન હૃદયસુંદરીની પુત્રી **અંજની** છે. (**અંજની** પાસે બેસી તેને શુદ્ધિમાં આણે છે.) બેન, તારી આવી અવસ્થા કેમ? હું હનુપુરના **ચિત્રભાનુનો** પુત્ર **પ્રતિસૂર્ય**, તારો મામો થાઉંછું. તારા પતિથી શું તું વિખૂટી પડી છો? શું સાસુ સસરાથી તિરસ્કાર પામી છો? તને અહીં હવે નહીં રાખતા મારા વિમાનમાં બેસાડી મારા નગરમાં લઇજવા ધારૂંછું. આ તારૂં બાળક ભાગ્યશાળી નિવડે એમ જણાય છે. તે તેજસ્વી, તેમ દૈવી પણ છે.

**અંજની**—મારા પ્રાણપતિ સિવાય મારાથી વૈભવ કેમ ભોગવાય! અરે! તે પણ મારી ખોળ કરતા હશે.

**પ્રતિસૂર્ય**—તું ચિંતા કરીશ નહીં. હું તારી સઘળી વિતક વારતા જાણ્યા પછી જેમ યોગ્ય લાગશે તેમ સઘળી વ્યવસ્થા કરીશ. આવી દશામાં તને હું હવે રાખવા માંગતો નથી. ચાલો, બેન બેસો આ વિમાનમાં. આ તારી દાસી હશે? તેને પણ તારી સાથે રાખુંછું. હવે ઘણો વખત નહીં કરતાં તમે બેસી જાઓ. (વિમાનમાં બેસી સઘળા જાયછે.)



## પ્રવેશ ૨ જો.

### સ્થળ કૈલાસ પ્રતિ માર્ગ.

### વિદ્યાધર રાજા માહેન્દ્ર અને રાણી હૃદયસુંદરી.

**માહેન્દ્ર**—( રાણી સહિત પ્રવેશ કરેછે. ) પ્રિયા ! અતિ શોક કરવાથી શું થવાનું છે? પુત્રીના માબાપે આમ અધિરાં થવું એ ઘટતું નથી.

**હૃદયસુંદરી**—પ્રાણનાથ ! અંજની જેવી સુશીલ પુત્રીતું સુખ તો જોવાયું નહીં, પણ આવા સમાચાર સુણતાં હૃદય દળાઈ જાયછે. અરેરે !! બેન અંજનિ ! તારે માથે ગર્ભ સમયમાં આવો અપવાદ ! તારો પરિત્યાગ ! આર્યપુત્ર ! મારૂં હૃદય કંપે છે.

**માહેન્દ્ર**—પ્યારિ ! આપણે શોધ કરી થાકયાં, ચતુર્દિશામાં મોકલેલા મનુષ્યોથી પણ પત્તો ન લાગ્યો, માટે તેની હવે ખરી ભાળ મેળવવા આપણું કૈલાસ પ્રતિ ગમન છે. ભગવન્ ચંદ્રમૌલીના દર્શન થાય ત્યાંસુધી આ દુઃખ વિસારે પાડો.

**હૃદયસુંદરી**—મેં સાંભળ્યું છે કે સાત મહિના થયા છે ! હાય ! પુત્રિ ! આવા સમયમાં સાસુએ તારૂં કયા જન્મનું વેર વાળ્યું ! નાથ ! એનો આ સેવ્ય સમય વનમાં વાઘ વરુના સંચારથી કેમ જશે ?

**માહેન્દ્ર**—હા ! અંજનિ ! હા ! પુત્રિ !

**અનુષ્ટુપ્ છંદ.**

મોટે ઘેર વરાવી મેં, જોવાને સુખના દિન;<br>
દૈવ પ્રાબલ્યથી તે તો, આવ્યા આ દિન દુઃસહ.૧

**હૃદયસુંદરી**—પ્રિય દીકરિ ! તારૂં મુગ્ધ મનોહર મુખ

મને પુનઃ ન બતાવ્યું! સાસુના પરિત્યાગથી તેં વન કેમ સેવ્યું! મારાં મંદિરનો તેં કયા કારણે માર્ગ ન લીધો! હાય! પુત્રી તારા વિવાહ સમય પછી મંગલ કાર્ય કરવાનો તો દિવસ જ ન આવ્યો, અને આવ્યો ત્યારે દૈવે આમ વિચિત્ર અને કાળજાંને કોરી નાંખે એવું દુઃખ દેખાડયું! રે રે!! ભવિતવ્યતા! કહેછે કે જામાત્રનો તો દોષ નથી, એણે તો સંપૂર્ણ પ્રેમ દર્શાવ્યો હતો. પુત્રિ! તારા દઢ વ્રતની પ્રસંશા અમે સાંભળતા, તેમ જામાત્રનું જવું અને તેને ઈશ્વરે દેખાડેલો સુસમય પણ સાંભળ્યો હતો. ઓ દીકરિ! તારા મંગલ પ્રસંગને માટે તૈયાર કરેલી વસ્તુઓ મારાથી હવે કેમ જોવાશે?

માહેન્દ્ર—પ્રિયા! એવી વાત યાદ કરી કરીને મારા હૃદયમર્મને ન હલાવો, જરા ધીરજ ધરી આટલો માર્ગ દુઃખને દાબીને કહાડી નાંખો.

હૃદયસુંદરી—નાથ! નાથ! પુત્રીના દુઃખની પરંપરાના વિચારથી હું અમુઝાઈ જાઉં છું, અને હૃદયમાં ધુંધવાતા આ શોકાગ્નિથી બળતી, હું પુત્રી ઉપર મુકાએલા અપવાદથી છૂટે મોઢે રોઈ પણ શકતી નથી. ભગવતિ ભવાનિ! વનમાં એની સંભાળ રાખી એક વાર એનું મનોહર મુખ મને દેખાડજે!

માહેન્દ્ર—પ્રિયે! આ વૃદ્ધાવસ્થાએ જર્જરિત થઈ ગએલો મારો દેહ, માત્ર પૌત્રાદિ જોવાની આશામાં ને આશામાં જ ટટાર રહેલ છે. એ આશાનું મૂલ ઉખડી જતાં, અરે રે!! પ્રિયા! હું પુત્રિના શિર ઉપર પડેલાં દુઃખનો સંતાપ કરતાં, અને પેટનાં પેટ જોવાની જીજ્ઞાસારૂપ આશાદોરીએ સંલગ્ન થએલો, ઇપ્સિત ફળ પામીશ નહીંજ. હા અંજનિ!

## રાગ દેશની ખમાચ ઠુમરી.

( એસી ચતર નાર, એ રાહ. )

હવે જીવવું ધિક્કાર, ખરે મરવું આ વાર, થયો વૃદ્ધ તોપણ,
રહ્યું દુઃખ અપાર, તન તાપ તપે, ચિત્ત મારૂં બળે. હવે. ૧
પ્રિય પુત્રી સુજાણ, દયા ઉપજે અપાર, થયો શાથી પરિત્યાગ,
એવો વાંક શો સાર, મોત આવ્યું ખરે, તન મારૂં ટળે. હવે. ૨
ખરે નિર્દય સ્વભાવ, તુજ સાસુનો જણાય, દયા લેશ શે થાય,
જેને કરવું ન થાય, દયા હીન ખરે, તન મારૂં દળે. હવે. ૩
મારા કુળને કલંક, રહે શીર તે આજ, શિવ કરવું તે નાશ,
નહિતો પ્રાણ ન આજ, ખરેખાત હવે, મારો પ્રાણ ટળે. હવે. ૪

**હૃદયસુંદરી**—નાથ ! મરણ પણ આપણા જેવાં વૃદ્ધને મોંઘું છે.

## ગઝલ. રાગ જોગીયો આશાવરી.

પ્રિય પુત્રિ તારી ગતિ અતી માઠી રે થઈ,
ગર્ભ કાળે પાસ કો નહીં ચિંતા તે રહી. પ્રિય. ૧
વિયોગ ભારે પ્રાણ મારો રે'શે રે નહીં,
અચિત નાશ દેહનો તે થાશે રે સહી. પ્રિય. ૨
બેન મારી ભાળ તારી લાધશે કહીં ?
હાય, હાય, હાય, પુત્રિ ! પ્રાણ રે નહીં. પ્રિય. ૩

**માહેન્દ્ર**—પ્રિયા, શાંત થાવ. ક્ષીરસાગરના ફીણ જેવાં ધવલ, કિન્નરીઓનાં નૂપુરથી ધ્વનિત તથા વૃષ ખરીથી ઉડતી રજથી ધૂસર થએલાં, આ કૈલાસનાં શૃંગને નિહાળો.

**હૃદયસુંદરી**—( શોક સંતપ્ત થએલી ગદ્‌ગદ્‌ કંઠે ) ચાલો નાથ ! ( બન્ને જાયછે. )



# પ્રવેશ ૩ જો.

## સ્થળ હિમવાન્ પ્રદેશ.

### પવનજય અને પ્રહસિત.

**પવનજય**—યુદ્ધમાંથી પાછા ફરતાં મારા મનમાં પ્રિયાને મળવાની જે ઉત્કંઠા હતી, તે નગરમાં જતાં નાશ પામી. જે વિનોદના વિચાર હૃદયમાં ઉભરાઈ રહ્યા હતા તે અન્યથા નિવડયા, અને પ્રિયા વગરનું નગર મને અસ્પૃહણીય લાગ્યું. ઈશ્વરની લીલા અલૌકિક છે!

(સ્તબ્ધ થઈ જાયછે.)

**પ્રહસિત**—મિત્ર! કેમ આમ વારંવાર સ્તબ્ધ થઇ જતાં અસ્વસ્થ જેવા થઈ જાઓ છો, ચિત્તની ચપળવૃત્તિને સંયમમાં રાખો. તમારા જેવા શૂર અને દઢને તે આમ ગદ્ગદિત થઈ જવું શોભે કે?

**પવનજય**—હું [illegible]દય! પ્રેમથી જીતાયો છું. વિશેષ તો શું? પણ યુદ્ધ કાળે—

#### શાર્દૂલવિક્રીડિત.

તીક્ષ્ણ તીરથિ આપડા ગજ તણાં મર્મસ્થળો ભેદતાં,<br>
રોતી વિપ્રજ નાર બાળક તણા આર્ત સ્વરો સૂણતાં;<br>
યોદ્ધા ખડ્ગથી કાપતાં રુધિરની છોળે નવાતાં ન વા,<br>
જેમાં ના પ્રકટી દયા હૃદય તે ફાટી જશે હાય આ. ૧

**પ્રહસિત**—યૂવરાજ શાન્ત થાઓ! વિદ્વાન છો. પૌરાણિક દૃષ્ટાન્તોએ આત્માને શોકથી વારો. દૈવે નાખેલ આ હૃદયમર્મને દળી નાખે એવા પ્રિયા વિરહરૂપ દુઃસહ દુઃખથી આત્માનો પરાજય ન થવા દો.

**પવનજય**—સખા! આ કાળ અને આવાં વિજન વન જોતાં મને એનું સ્મરણ થાયછે. અને—

**મંદાક્રાંતા.**

વારે વારે મથિ મથિ સખા વાત એની વિસારૂ,
તોયે જ્યાં ત્યાં પ્રતિ પળ મને યાદ આવે વરોરુ;
આવંતા આ નયન તિમિરે શારદીયાભ્ર જેવાં,
દૃષ્ટે આવે વરતનુ તણાં ગૌર ગાત્રો રૂપાળાં. ૧

**પ્રહસિત**—આર્ય, તમારો પ્રેમ પરાકાષ્ઠાએ પોહોચ્યો છે. અલ્પ સમાગમે પણ તમે પાત્રમાંજ અનુરક્ત થયા છો. દેવી **અંજની**ની અમને પણ દયાજ આવેછે. પણ શું કરી શકીએ?

**પવનજય**—સખા! એના નામથીજ મારી વૃત્તિ તદ્રૂપ થઈ જાયછે. અરે! **અંજનિ**! હા! **અંજનિ**!

**રાગ ખટ અને ભૈરવ.**

ગુણ તારા શા શા ગાઉં. ટેક.
-હૃદય નિવાશી પ્રાણપ્રિયા તવ, વિજોગથી અકળાઉં;
પ્રિયા વિજોગથી અકળાઉં. ગુણ૦ ૧
નવલ લલિત જે અંગની શોભા, કયાંથી તે નિહાળું;
ભલા કયાંથી તે નિહાળું. ગુણ૦ ૨
પરમ મનોહર સ્નેહની વાણી, જાણી તે નવ જાણું;
ખરે જાણી તે નવ જાણું. ગુણ૦ ૩
વિપિન વિકટ ને એકલડી છું, ડરવા પ્રાણ તે ધારૂં;
તુજ ડરવા પ્રાણ તે ધારૂં. ગુણ. ૪

**પ્રહસિત**—(સ્વગત) કુમારે માતાપિતાને, રાજપાટને અને આ વિદ્યાધર લોકના અનુપમ વૈભવને ત્યાગ કરી,

માત્ર **અંજની** દેવીને માટેજ વનમાર્ગ અવલંબન કર્યો છે. અહો! પ્રીતિનો શો પ્રભાવ છે? એજ આ કુમાર કે જે **અંજનીનું** મુખ જોવાને માટે પણ ઇચ્છતા નહોતા. હા! વિધાતા! તું પણ કેવો નિર્દય કે પ્રીતિનો માર્ગ કરી તરતજ પ્રતિકૂલ થયો. એ સાધવીનું આવા અઘોર વનમાં શું થયું હશે.

**પવનજય**—(સવિતર્ક **પ્રહસિત** સામું જોઈ) અરેરે!! સખા! આ વનમાં એની શી ગતિ થઈ હશે? (નિશ્વાસ નાખી) મરણુજ બીજું શું? હા! પ્રિયે **અંજનિ**! રે! રે! **માહેન્દ્ર** નેત્ર કૌમુદિ!

### શાર્દૂલવિક્રીડિત.

દા’ડા આ ગરમી તણા ઉજડ ક્યાં આરણ્ય ને ગર્ભિણી,
મે’લોની વસનાર કોમળ અને આવે વને એકલી;
અંધારે ડરનાર હાય દયિતા વ્યાઘ્રે ભર્યાં જંગલે,
જીવી તું નહિ હોય એક ઘડિએ હા! પ્રિય રે હા! હવે. ૧

**પ્રહસિત**—(સ્વગત) આની અવસ્થા દયાજનક છે. લાવ એનું મન આ ભગવાન્ **હિમાલયની** રમણીયતા ઉપર લઈ જાઉં. (ચાસન) કુમાર! આમ જુવો, આ ગિરિ પ્રદેશમાં ખીલેલી હરિયાળી નેત્રને આનંદ આપે તેવી છે.

**પવનજય**—(જોઇને) સખા! આ હિમાલયની ભૂમિ વિપ્રયોગીને અલ્હાદજનક નથી. મારી આંખે તો આ દાવાનળથી બળતા વન જેવી છે.

### તોટક છંદ.

વનરાજી વિરાજિત તીર પરે,
મૃગ શાવક હંસ ચકોર રમે;

સ્પૃહણીય સરોવર સારસડાં,
જ્યમ કોરી લહે મમ કાળજડાં. ૧
સ્ફુટ મૌક્તિક શાં જળ બિંદુ દિસે,
દલ ઊપરનાં રવિ રશ્મિ વડે;
જળ નિર્મલ જાન્હવિનાં પ્રસરે,
પડતાં ગિરિ શિખ્ખરની ઉપરે. ૨
નવ પલ્લવ આ વનને નિરખી,
મન સેજ રહે જનનાં હરખી;
નિરખી પણ આ રમણીય વનો,
મમ ચિત્ત વિયોગ દહે પ્રિયનો. ૩

**પ્રહસિત**—મહારાજ ! ગલ્લસ્થળમાં થતી ચેળથી મદમત્ત મતંગજોએ ઘસી નાખેલ દેવદારૂમાંથી ઝરતા દુગ્ધની વાસનાએ સુવાસિત થએલ અને ખેટકાર્થે નિકળેલા કીરાતોના સંક્ષોભથી ભયત્રસ્ત થએલા મયૂરોના કેકારવથી ધ્વનિત થતા આ દરિગૃહ પ્રદેશમાં જરા વિરામ લ્યો.

**પવનજય**—મિત્ર ! તારી પ્રાસાદિક વાણી પણ મને મોદ કરતા થતી નથી. મને તો, ગિરિ નિઝરણીયોના ચંદ્રિકા જેવા ધવલ પુલિન પ્રદેશ ઉપર પડેલાં પદાંગુલિ વિન્યાસથી અને ચરણક્રમ ચાતુર્યથી પાછળ ઉંડી અને સામુદ્રિક ચિન્હ સૂચક પદ પંક્તિયોથી જ માત્ર, ગર્ભના ભારથી ખિન્ન થએલ એ માહેન્દ્ર રાજનંદનીનું સ્મરણ થાયછે.

**પ્રહસિત**—કુમાર, આ હિમવાન પ્રદેશ ખરેખર સ્પૃહણીયજ છે. દુઃખીને પણ સુખદ છે.

**પવનજય**—અરે ! પ્રિય સખા, એ સર્વ સંયોગીનેજ

પ્રીતિકર છે. વિયોગીને નહીં. અરેરે ! આ નીચા ઉંચા પ્રદેશમાં **અંજનીથી** કેમ ગમન થયું હશે ? અરે—

### અનુષ્ટુપ્ છંદ.

**અશક્ત અંજની** હોશે, સાતે માસે સુલક્ષણા,
પે'લે ગર્ભે અજાણી એ, સે'શે શે જનનાપદા.　　　૧

**પ્રહસિત**—કુમાર, આવી ચિન્તા તમારે રાખવી ઠીક કે?

**પવનજય**—( વિચારની પરંપરાથી ગદ્દગદ્દ કંઠે ) હા! પ્રિયે અંજનિ !

### ધનાશ્રીનું પદ

( રામનામ તું ભજલે પ્યારે, એ રાહ. )

સ્નેહ વધ્યો પણ વધી નિરાશા, પ્રાણપ્રિયે ! મુજ ભારી રે;
અર્ધ નિશાએ આવી મળ્યો પણ, રહી આશ સહુ મારી રે. ૧
હા ! હા ! પ્રાણ તું ક્યાં ગઈ છો, રખડી રઝળી થાક્યો રે;
જાવા પ્રાણ તે નક્કીજ ગણજે, વિધી લેખ એ આંક્યો રે. ૨
નિશદિન તારૂં રટણ હે પ્યારિ ! કેઈ પેર હું ટાળું રે;
આંખ ભારી પણ નિદ્રા ન આવે, ઉજાગરાથી ભાગું રે. ૩
કોમળ ભારી સ્નેહ વધારણ, પ્રિયા ખરે મોહકારી રે:
દયાવાન તું દર્શન દઇને, આનંદિત કર પ્યારિ ! રે. ૪
પ્રિયા ! પ્રિયા ! હે ! પ્રિયા ! પ્રિયા ! એમ, શબ્દ કરૂં વન વાટે રે;
દયા, દયા, નહિ લેશ દૈવને, પૂર્વ દોષને માટે રે. સ્નેહ. ૫

**પ્રહસિત**—મિત્ર ! સહસા કાર્યમાં અંતે પસ્તાવો થાયછે. તમે તમારી પ્રિયાને વિના અપરાધે કનડી તો તમારે આ દુઃખ ભોગવવા વારો આવ્યો. દૈવ દોષ લેતો નથી. આમ રખડતાં શોધ ન લાધતાં દેહ ઘસાતો ચાલ્યો.

**પવનજય**—હાય ! હું કેવો નિષ્ઠુર ! નિર્દય ! ઘાતકિ !

પતિત પતિ! અરેરે!! જેણે તનમન ધન એક પતિજ પિછાણ્યો, તેમ હ્રદયમાં કોરી લીધેલો, જેવો દેહને ને જીવને સંબંધ તેવોજ ગણી આશાએ દીવસ કા'ડેલા, તેનેજ મેં પાપીએ છેહ દીધો. મારા પાપી કામો સાંભરતાં હ્રદય કેમ ફાટી નથી જાતું? દેહ ચૂર્ણ થઈ પૃથ્વીનું ભક્ષ કેમ નહિ થતો હોય? જ્યાંસુધી આશા નદીના તરંગમાં તણાવું સરજેલ હોય ત્યાંસુધી તણાવું, પછી દેહ અર્પવો એતો નિશ્ચયજ છે.

**પ્રહસિત**—મિત્ર, અયોગ્ય આચરણ સંમત ન થાઓ. જીવતો નર ભદ્રા પામે એ કેહેતી છે, તેને અનુસરો. તમારાથી બને તેટલો શોધ કરો, તેમ છતાં ન લાધે તો દૈવેચ્છા પ્રબળ જાણી તે વિસારે પાડો. સંસારમાં ગૃહભાર વહન કરવા સ્ત્રી સાધનભૂત છે. તેથીજ તેને "ગૃહિણી" ઉપનામ મળ્યું છે. જેમાં વ્યવસાય પડે, બુદ્ધિને ખીલવવી પડે, મનને મેહનત આપવી પડે, તનને કસરત પડે, એ આદિ અનેક મહાભારત કાર્ય કરવા પુરૂષને છે. નૃદેહ અમૂલ્ય છે.

**પવનજય**—તારૂં કહેવું યોગ્ય છે, તું ડહાપણની ખાણ છો, તેમ તારા વિચાર મનન કરવા સરખા છે.

**પ્રહસિત**—મિત્ર! સમજવાન થઈ આવી નાદાની કરવી મૂકી દ્યો. ચાલો પાછા નગરમાં, ત્યાં તમારાં માત પિતા વલખતાં હશે, તે વૃદ્ધ તમારા વિયોગથી પંચતત્વને સત્વર પામે એમ છે.

**પવનજય**—(સ્વગત) આમ તો આ મને છોડે એમ નથી, એ મારૂં ધારેલું નહીં કરવા દે, હવે તો તેનાથી છૂટા પડવામાંજ લાભ છે. (ચાસન) મિત્ર! રાત્રી પડી

છે, હવે આ વિકટ વાટમાં આગળ વધવું ભયદાયક છે. આ નવપલ્લવ વૃક્ષની છાયાએ બેસી વિશ્રામ લઇએ.

**પ્રહસિત**—મિત્ર, ઘણા દીવસના ઉજાગરાથી તમારી કાયાની કાંતી છેકજ ફીકી પડી છે, વદનને ગ્લાની આવી છે અને ચિંતાએ હૃદય થડકતું થયું છે. હવે તો નિદ્રાને ઉપાસો એ યોગ્ય ધારૂં છું. ખરેખર! તે આરામનું આલય છે.

**પવનજય**—તારો એવોજ વિચાર છે તો ચાલ, આપણે નિદ્રાને શરણે જવા, આ વૃક્ષછાયા સાધનભૂત કરીએ.

**પ્રહસિત**—તમારી આજ્ઞાને અનુસરૂં છું. (બંને વૃક્ષતળે બેસેછે, તેમાં પ્રથમ **પવનજય** ઉંઘવા સરખો ઢોંગ કરેછે, ત્યારે ઘણા દીવસના પરિશ્રમને લીધે **પ્રહસિત** નિદ્રાવશ થાયછે.)

**પવનજય**—જ્યાંસુધી આ મારી સાથે છે ત્યાંસુધી મારો વિચાર પાર નહીં પડવા દે, માટે તેનાથી વિખૂટાં થવું એમાંજ લાભ સમજું છું. અરે! આ વિજન વનમાં એને એકલો મૂકતાં મારી છાતી કેમ ચાલે છે? કોને એકલો કરૂં છું? પોતાના સુખને તિલાંજલી દઇ મિત્ર દુઃખે દુઃખી એવા મિત્રરત્નને? જેણે મને હિત વચનો કેહેતાં ક્રોધ વચનો સાંખ્યાં તેને? જેના ઉપદેશામૃતે મને પ્રેમમય કરી પ્રિયા સમાગમ કરાવ્યો તેને? જેના પ્રયત્ને મને ભવિષ્યમાં વંશ વૃદ્ધિ થવા સાધન થયું તેને? અચલિત પ્રેમી, નૈષ્ઠિક નેમી, મિત્રભાવ પર રે'મી, શુદ્ધ પ્રેમ રસ લક્ષી, કદી ન અલક્ષી, સદા સપક્ષી, દયામાં દક્ષ એવા અનેક ગુણે અલંકૃત હૃદયસ્થને વિખૂટો કરતાં હું નિર્દયને દયા નથી આવતી? અરેરે!! સદા પ્રેમસાગરમાં આંદોલન કરતી એવી રસિક

પ્રિયાને વિરહ વેદનામાં નાખી એ મારી સાથે રઝળે છે. આવા એના અનેક સદ્ગુણો છતાં હું દુર્ગુણી, અપકારી, અવિવેકી, સ્વાર્થી, છોડી જતાં કેમ હિંમત ધરૂંછું? વળી મન ઉછાળા મારે છે, તે વિમુખ થવા ઉશ્કેરે છે. એ તો નક્કી છે, કે જ્યાંસુધી એ પાસે હશે, ત્યાંસુધી મારાથી દેહત્યાગ તો નહીંજ થાય. મારી નિર્દોષ પ્રિયા ઉપર જુલમ ભાર પડવાથી તે કોમળ પદ્મપત્ર સરખી ખરેખાત કરમાઈ ગઈ હશે. મારા અપરાધે જે સાપરાધી થાય ને તેથી તે પંચમહાભૂતમાં ભળે, એ નાનું સરખું દુઃખ છે? તે તો ખચિત નગસમાન. મારૂં હૃદય અતિ ઉશ્કેરાય છે, તે વિખૂટું પડતાં અટકતું નથી, મને નિર્દય ઠરાવવા અચકાતું નથી, તે મને ઘસડે છે, ખેંચે છે, ધક્કો દઇ આગળ કરે છે. મિત્ર! હે મિત્ર! હે સખા! તારા પ્રેમને દગો દેનાર, તને હાથ તાળી દેનાર, અરેરે!! છેવટે છેહ દેનાર! પલાયમાન થાયછે. ઓ પ્રભુ! તું એનું રક્ષણ કરજે. તારે આશ્રયે છે. વિજન વનમાં એકલો છે. તેને સહી સલામત પાછો કુટુંબ ભેગો સત્વર કરજે. મિત્ર! રજા લઉંછું. અરે! પાપિ! પાપિ! નિર્દય! નિર્દય! નિર્દય! હુંખરેજ નિર્દય.

(એમ બોલતો નીકળી જાયછે.)

**પ્રહસિત**—(સ્વપ્નમાં બકે છે.) કોણ? શું બોલાવે છે? છેહ દેશે? દયા જશે? ના, નહીં. આમ જવું? કામ કેવું? જોવા જેવું. હરાયો! હરાયો! ખરે હરાયો! કોથી? જેને માટે જીવનું જોખમ, તેથીજ. મિત્ર! હે મિત્ર! સખા! પરમ સખા! કેમ ઉત્તર નહીં? દયા ના રહી? ના, ના, તેમ ના હોય. બોલ ભાઈ બોલ, પ્રત્યુતર તો

આપ. કેમ? નથી? કયાં છો? મિત્ર કયાં છો? (શુદ્ધિમાં આવતાં.) અરે! મિત્ર ના મળે. ખરે ગયો. ના, ના, મને ભમાવવા લપાયો હશે. (વૃક્ષમાં ચારે બાજુ તપાસી) એ તો ના મળે.

**ગઝલ ઇંદ્રસભાની ઢબની.**

( એ શું બોલો છો વિવેકી ભ્રાતા ભરથરી, એ રાહ. )

સુમિત્ર આમ છેક ગુપ્ત જાવું રે નહીં;
હવે વિખૂટો પ્રાણ મારો તલપે રે અહીં. સુ૦ ૧
તત્વ શોધી પ્રેમ ભોગી મિત્ર રે કહીં?
અતિ થવું નિષ્ઠુર તુને શોભશે નહીં. સુ૦ ૨
બાળ પ્રેમી સાથ નેમી ભ્રાત તું સહી;
આમ વિયોગ થાય તારો સહન તે નહીં. સુ૦ ૩
ધરા ભાર હવે અપાર ધારશે નહીં;
રસાતાળ જાય ખરે આમ રે સહી. સુ૦ ૪
ભાનુ ઉદય સાથ સુદય મિત્ર રે નહીં;
દયા લેશ શે ન થાય છોડતાં અહીં. સુ૦ ૫

છેવટ છટકયો. ખચિત એણે ધાર્યું કર્યું. માઠું થશે. જન કેહેતી રહેશે, સ્ત્રીની પછવાડે સતો થયો? એ અપવાદ હવે શિર ચોંટશે. ચાલ, હવે અહીં ઉભે શું વળશે? તેની શોધ કરૂં, તે મને કયાં મળે? (જરા વિચારી) હવે તો નગરમાં પાછો જઈ તેના માત પિતાને જાણ કરૂં. અરેરે!! તે વૃદ્ધને દુઃખ થવામાં શું બાકી છે? પુનઃ મિલાપની આશાએ વિયોગ દુઃખે ઝુરતા આ સમાચાર સાંભળી ખરે હેબકી જશે. તે સિવાય બીજો ઉપાય મને સુઝતો નથી. ચાલ ત્યારે, સત્વર રસ્તો લેઉં.

(જાયછે.)



## પ્રવેશ ૪ થો.

### સ્થળ પ્રહ્લાદ રાજેન્દ્રનું એકાંત ભવન.

### પ્રહ્લાદ, કેતુમતિ, પ્રહસિત, વિદૂષક અને દાસ.

**પ્રહ્લાદ**—(સ્વગત.) અરે પુત્ર! હા કુલવધુ! વિના અપરાધે તમારે માથે દુઃખનાં ઝાડ ઉગ્યાં? અરેરે!! તમારી દશા કેવી માઠી થઈ! જેણે સ્વપ્નમાં પણ તડકાનો અનુભવ લીધેલો નહીં, તે આજ ઉઘાડે શરીરે વિકટ વનવાટમાં વલખે છે! કોમળ કુસુમ વજ્રભાર કેમ સહે? તેનું રક્ષણ કરનાર કોણ? ઉપર આભ ને નીચે ધરતી. વનમાં વિકાલ હિંસક પશુઓ ખચિત તેના તનનો નાશ કરશે, ધિક્કાર છે મને કે જીવંત છું. સત્વર પ્રાણ કેમ નીકળતા નથી? જરાએ જર્જરિત થએલો દેહ હવે જાય તો ઉત્તમ છે. (કેતુમતિ પ્રવેશ કરેછે, તેને જોતાંજ ક્રોધમાં આવી) દુષ્ટા! દૂર થા! દીસતી રહે! તારૂં કાળું મોંઢુ મને ના બતાવ! જા રંડા! જા હે કુળ કૃતઘ્નિ! નિર્લજ્જ પેઠે પાછી શું આવી? માર્ગે પડ! ચિત્તમાં સળગતી ચિંતારૂપી સઘડીમાં તેલ હોમવા કેમ આવી?

**કેતુમતિ**—પ્રાણનાથ! પ્રાણપતિ! નેત્રમણિ! દયાનિધિ! આપની સદાની દાસી જે વંદન કરેછે, તે સ્વિકારો. ભાવી આગળ કોઈનું કાંઈ ચાલતું નથી. મારા ભાગ્યમાં તુંકારા લખેલા કેમ ટળે? તેમના ભાવીને નિમિત્ત હું થઇ. ક્રોધ શ્વપચ છે, તેના આવેશે મનુષ્ય ભાન ભૂલ્યું થઇ, ન કરવાનું કરેછે. ક્ષમા કરો, પ્રિયનાથ!

**પ્રહ્લાદ**—ડાહિલિ! છાની મર, લબાડ! લવારી કરતી બંધ રહે. દૂર થા મારા ભવનથી.

### જૂઓ જૂઓ વિપ્રે ભીડી હામ, ધનુષ્ય છટાએ ધર્યુ રે. એ રાહ.

મારા ભવનથી થા તું દૂર; અધમ નારી નીચ અતિ રે;
તારી નીતિ રીતિ દીસે અતિ ક્રૂર.　　　અધમ નારી૦ ૧
તારા પાપે મેં તો ખોયાં છે રતન;　　અધમ નારી૦
સ્વર્ગ ભવનથી થયો રે પતન.　　　અધમ નારી૦ ૨
પિતૃ લોક હવે તૃપ્ત કેમ થાય?　　　અધમ નારી૦
ગયો પુત્ર જેથી પિંડ દેવાય.　　　અધમ નારી૦ ૩
દીઠો કેર રંડા થવે તવ કોપ;　　　અધમ નારી૦
હાય થાય મમ પ્રાણનો લોપ.　　　અધમ નારી૦ ૪

**કેતુમતિ**—પ્રિયનાથ! તમારે પાને પડીછું, હવે મારો તોપણ તમે અને ઉગારો તોપણ તમેજ છો. પ્રાણ! જ્ઞાન માર્ગ પકડી, મને નિભાવી લ્યો. આર્યપુત્ર! દયા કરો. નાથ!—

### રાગ માઢ.

હાય આપના ધિક્કારથી આ, પ્રાણ તો પળે;　　ટેક,
વાંક ક્ષમા નાથ કરો, રે મને કળે.　　　હાય૦ ૧
વિયોગ ભારે પ્રાણ મારે, પુત્રનો હવે;
કૂલ વધુનો દોષ ભાસે, પ્રેમ ના થવે.　　　હાય૦ ૨
કેમ કરૂં હું ક્યાં જાઉં તે, માર્ગ ના સુઝે;
અંતર અરરર ક્રેહરૂપી, આગ ના બુઝે.　　　હાય૦ ૩

**વિદૂષક**—(દોડતો પ્રવેશ કરેછે.) મહારાજ! મહારાજ! વધામણી.

**પ્રહ્લાદ**—શું કુલવધૂ સહિત કુમાર આવ્યો? ક્યાં છે તે? (દાસ પ્રવેશ કરેછે.)

**દાસ**—પૃથ્વીનાથ! **પ્રહસિત** આવ્યા છે, આજ્ઞા હોય તો પ્રવેશ કરાવું.

**પ્રહ્લાદ**—વિના વિલંબે સત્વર પ્રવેશ કરાવ. (દાસ જાયછે.)

**પ્રહસિત**—( પ્રવેશ કરેછે.) મહારાજનો જય હો.

**પ્રહ્લાદ**—**પ્રહસિત**, કુમાર કયાં? કુલવધૂની ભાળ મળી? કેમ તે તારી સાથે નથી? મારી છાતી થડકે છે! ઇત્થંભૂત વૃત્તાંત કહી દે.

**પ્રહસિત**—મહારાજ! કુમાર સાથે હું બહુ રખડયો, અમે ઘણાં વનો, શેહેરો, નેહો, ગેહો, ગામો વિગેરે જોયાં, કુલવધુનો પત્તો કેથે મળ્યો નહીં. કુમારે મને ભોળવી, ઉંઘાડી, કેથે ગચ્છંતિ કરી. તેનો પણ શોધ કરતાં પત્તો નથી જડતો.

**પ્રહ્લાદ**—અરેરે!! મારી વૃદ્ધાવસ્થામાં આ રંડાએ મારાં પળી વિંખાવ્યાં, હે દુષ્ટા! તું ખરે પેલા ભવની રાક્ષસી, તારી મતી રાહુના ધડ કેતુના જેવી છે, તારૂં નામ પાડનાર કુઇને ધન્ય છે, તારામાં નામ પ્રમાણે ગુણ પણ છે. દુઃખાગમનનું સાધન સ્ત્રીનું ચલણ છે.

**વિદૂષક**—વયસ્ય! ત્રિયા મત પાનીએ. તે સહસા કામ કરતાં જરા પણ અટકતી નથી, અનૃત વાણીની તો ખાણ છે, હઠી એવી, કે પરિણામને પિછાણે પણ નહીં, સ્ત્રી વચન ઉપર વિશ્વાસ એ દુર્ભાગ્યનું તેડું છે, તે, ભાઈ ભાઈમાં વેર કરાવે, પાડ પડોશીમાં વસવસો વસાવે, મામા ભાણેજને ભંડાવે, પિતા પુત્રને જુદાં કા'ડે, મા દીકરાને વઢાડે, કુટંબીમાં કલેશ કરાવે, ખરી મિત્રાઇને મા(ર્ગ) કરાવે, ધણીને સ્વાધીનમાં લેઈ ધમકાવે,

પળે પળે અબોલા રાખે અને છેવટ પ્રીતિપાશમાં સપડાવી દુઃખોદધીમાં ઝોકાવે છે.

**પ્રહસિત**—શું સ્ત્રીયો સારી હોતી નથી? તે તો દુઃખીનું દીલાસા સ્થાન છે, પ્રેમીનું પ્રીતિમય પાત્ર છે, નિરંકુશનું વશકર્તા અંકુશ છે, સંસાર વ્યવહારમાં કુશળતા મેળવવાનું વિદ્યાલય છે, શ્રમિતનું સદા વિશ્રામાલય છે અને જગદુત્પાદક, પરમ સુખદાયક, સ્વર્ગ પદસાધક, સર્વોત્તમ સાધન છે.

**પ્રહ્લાદ**—તમે બંને સાચું કહો છો. જેમ પાણી પાત્રના ગુણે વિવિધ ભાતીનું ભાસેછે, તેમ તે પણ દૈવગતિ અનુસાર છે. ખરૂં જોતાં કોઈ દોષવાન ઠરતુંજ નથી, કર્માનુસાર બનાવો બન્યાજ જાયછે, જ્યાંસુધી માયાપાશ બંધનને જે જન અનુસરે ત્યાંસુધી તેની અંતઃકરણની લાગણી દુઃખ માની બેસે ખરી. અહંતા મમતાને છોડી પરમાત્મામાં મન લગાડી બેઠેલા પુરૂષ શિવાય બધા મોહમયિ મદીરા પી સંસાર સ્નેહમાં મદમસ્ત છે. અવસાન કાળે સ્ત્રી, ધન, પુત્ર, વૈભવ વિગેરે કોઈ વસ્તુ, સાથે આવનાર નથી.

**કેતુમતી**—વાતોમાં જ્યારે જ્ઞાન ભર્યું છે, ત્યારે હૃદયમાં આટલું ઝેર શાને માટે રાખો છો?

**પ્રહ્લાદ**—પ્રીતિનો ઘા બહુ ઉંડો છે. તેના મૂલનો પત્તો મળવો બહુ કઠીણ છે. તારી કઠોરતા, ક્રોધને ઉત્પન્ન કરેછે.

**પ્રહસિત**—આ સમય ઠંડા થઈ બેસી રહેવાનો નથી. કુમારની શોધમાં સત્વર નીસરવું જોઈએ. વિશેષ રોકાણે દેહ ત્યાગ કરવા કુમારનો નિશ્ચય પાર પડે એમ છે.

પ્રહ્લાદ—તારો વિચાર મનન કરવા સરખો છે. વિલંબ કરતાં હાણુ થશે, એવું મને પણ દીસેછે. ચાલ, ભાઇ!

વિદૂષક—ચાલો વયસ્ય, હું પણ સાથે આવું છું. યુવરાજ મારા પરમ સખા છે.

કેતુમતી—પ્રાણનાથ! મારા ઉપર દયા આણી મને સાથે લ્યો.

પ્રહ્લાદ—ચાલો, આપણે બધાં જઇએ. (જાયછે.)

---

## પ્રવેશ ૫ મો.

**સ્થળ બદ્રિકાશ્રમ પાસેનું વન, છેટે હિમાલય પર્વત આવેલો છે, તેની ઉપર કૈલાસનો આગલો ભાગ આવેલો છે, એ વનમાં પવનજયે બળવા માટે ચિતા સળગાવી છે.**

**પવનજય, પ્રહસિત, રાજા, રાણી, પ્રધાન, વિદૂષક, શિવ, પાર્વતી, માહેન્દ્રરાજા, હૃદયસુંદરી, પ્રતિસૂર્ય, અંજની, વસંતતિલકા અને પાંચ વર્ષની ઉમરનો હનુમાન નામે કુમાર.**

પવનજય—(પ્રવેશ કરેછે.) હવે હું મારી નિર્દોષ રમણીય રમણી વિના કેટલો વખત દેહ ધારી શકું? પ્રિયે! હે પ્રિયે! વિરહ વેદનારૂપી વ્યાધિએ મને અશક્ત કર્યો છે! તારો તિરસ્કાર! અરે! ધિક્કાર છે મને કે દેહધારી બેઠો છું. હૃદયનિવાસિનિ! મારામાં પ્રજ્વલિત થએલો વિરહાગ્નિ તારા સ્પર્શરૂપ શીતલોપચાર સિવાય કેમે કર્યો શમનાર નથી. પ્રિયે! હું ભુલ્યો, ક્ષમા કર, તારામાં

હવે અનુરક્ત રહીશ, મારા ઉચ્છંકળ વિચારે મેં બહુ બહુ સોષ્યું, તારો નિરંતર સહવાસ રાખીશ. મારૂં એક-પત્નિવ્રતરૂપી બિરદ બર લાવવું, પ્રિયે! તારે હાથ છે. હવે તો સત્વર આવી ભેટ. હે આર્યપુત્રિ! જો તું મને મળે તો.—

### ભૈરવીનું ડુપદ.

વ્હાલી તારી કરૂં સેવા, પામું તેથી મીઠા મેવા;
પ્રિયપ્રાણ પ્યારી તારી, છબી મોહકારી છે. ટેક.
હાંસી મારી લોકો કરે, કરે એને કરૂં દેવા;
મારે મન ખરે તું તો, એક ગુણકારી છે. વ્હાલી તારી૦ ૧
રોજ રોજ તારૂં જપું, નામ મારી વ્હાલી તેમાં;
મારી શક્તિ ભારી હવે, કહે પ્યારી બાકી છે? વ્હાલી તારી૦ ૨
જગલોક લાજ મૂકી, ભમું તારે માટે એમાં;
ભેટ તારી નહીં થવે, જાવા પ્રાણ નકી છે. વ્હાલી તારી૦ ૩

અરેરે!! મારા ભાગ્યમાં પ્રિયા સુખ શું નથી સ-જાયું? હું કેવો નિર્ભાગી? હજું કોઈ દીવસ સાથે બેસી સુખદુઃખની વાતો કરી દીલાસા નથી લીધા, વિલાસ ભવનમાં એકાંતે મદનમદ પ્રતાપમાં અંજાઈ જઈ એ-કસ્થ થઈ આનંદક્રીડા નથી ભોગવી, માનિનિ! મદનું મ-ર્દન કરી રતીસુખ નથી ભોગવ્યું, (સળગેલી ચિતાપાસે આવી.) ત્યાં આજ આ વિલાસ વૈભવ ભોગવ્યા વિના દેહ પાવકને પાને પડેછે. હવે તો આ ચિતા સળગાવી છે, તેમાં દેહાર્પણ કરી કૃતાર્થ થાઉં. કૃત્યાનુસાર ફળ.—

### શાર્દૂલવિક્રીડિત.

પૂણ્યેથી ફળ ભોગવે સરસ તે, પાપે પડે નર્કમાં,
એવો ન્યાય સદા જનો નિકટ છે, ત્રાતા તણા રાજ્યમાં;

મેં નારી વિણ વાંક દોષિત કરી, પાડી જુદી પ્રાણ આ,
એ દોષો કયમ દૂર થાય મુજથી, આપ્યા વિના પ્રાણ આ. ૧

પ્રાણપ્યારી, સહાસાથી, પતિધર્માચરણી, મને તું શું નહિ મળે? આ જગત તારા વિના શા કામનું? સુખસંપત્તિ ભોગવવી તથા પુત્ર પરિવાર થવો એ સઘળું તારાથીજ છે. હવે આ **અગ્નિ** પૂર્ણ પ્રકાશિત થયો તો મારો દેહ અર્પી હું કૃતાર્થ થાઉં. (**અગ્નિ** સન્મુખ ઉભો રહી સ્તુતિ કરેછે.) હે સર્વ જીવન સ્વરૂપ પોષક દાતા **પાવકદેવ**! તું છો, તો અન્નસામગ્રી બની મનુષ્ય ગુજારો ચાલેછે, તેમ શરીર તેથી પુષ્ટિકારક થઈ, સંસાર ભાર વહન કરવા ઉપયોગી થાયછે, તારા સિવાય યજ્ઞ યાગાદિ ના બને, દેવતાને આહુતિ ના પહોંચે, નહીં હવિષ્યાન્ન જમાડાય કે યજ્ઞવેદી પ્રજ્વલિત થાય, તો પછી ધર્મનો લોપ થઈ જન બુદ્ધિ બગડી પાપકર્મ કરવા ઉત્સુક સઘળા બને તેમાં શી નવાઈ? આવા કારણથીજ સૃષ્ટિ પ્રલય સત્વર થાયછે. હે **હુતાસન**! હું પતિવિરહી, તેનો શોધ કરી થાક્યો પણ પત્તો નહીં મળવાથી, મારે લીધે જેણે દેશવટો ભોગવ્યો, તેવીનો વિનાશ સંભવ જોતો, દોષકર્મથી મુક્ત થવા તારી સમીપ આવ્યો છું. હે **ઇષ્ટદેવ**! લેજે મને તારે શરણે. (**અગ્નિ**માં પડવા જાયછે એટલામાં નેપથ્યમાં શબ્દ થાયછે.) સબુર, સબુર, સબુર, સાહસ કરવું નહીં, ઈશ્વર રૂડું કરશે. (કુમાર **અગ્નિમાં** પડતો અટકે છે, એટલામાં **રાજા, રાણી, પ્રધાન, પ્રહસિત** અને **વિદૂષક** પ્રવેશ કરેછે.)

**રાજા**—પ્રિયપુત્ર! આ શું કરવા માંડયું? શા વાસ્તે આ અમૂલ્ય દેહ તજવો પડેછે? પ્રલાપ દૂર કરી શાન્ત થા. ઈશ્વરી નિયમ નિવારવા કોઈ સામર્થ્યવાન થયો નથી. છોકરવાદી કરવી મૂકી દે.

**પવનજય**—પિતાજી, મને અટકાવો નહીં. સમજ-વશો એટલું ફોકટ છે. બળવા દો. અઘોર કર્મનું પ્રાયશ્ચિત્ત કરવા દો.

**રાણી**—પુત્ર! એ અઘોર કર્મનું કારણ હું છું, મને બળવા દે. તું જીવતો રહીશ તો થોડો કાળ વિત્યાબાદ તારી સ્ત્રીનું દુઃખ વિસારે પડતાં બીજી કોઈ તારે યોગ્ય સ્ત્રી મેળવી, રાજ્ય સંપત્તિ ભોગવી સુખી થઇશ. હું જીવંત રહેતાં તારે વિસારો પડશે નહીં. મારા જેવી દુષ્ટ કર્મ કરનારીનો જગતમાં ખપ નથી. તારા પિતા વૃદ્ધ થયા છે, તેને તારા સિવાય સુખ આપનાર બીજું કોઈ નથી, માટે તારે આ કામ કરવું યોગ્ય નથી.

**વિદૂષક**—કુમાર! મારા વાળ કાળા ફીટી ધોળા થવા આવ્યા, પણ એવું મારા જોવા કે સાંભળવામાં આવ્યું નથી, કે સ્ત્રી પાછળ પુરૂષ સતો થયો! ચિત્ત સ્વસ્થ રાખો. તમે તેનો શોધ કરવામાં બાકી મૂકી નથી. સ્ત્રી, સ્ત્રીને ઠેકાણે શોભે. પુરૂષ જીવન જગતને ઘણું ઉપયોગી છે.

**પ્રધાન**—યુવરાજ! વડીલ વચન માન્ય રાખો, લોકોમાં અપકીર્તિ તથા હાંસી થાય એવું ના કરો.

**રાજા**—મેં ઘણા વિદ્યાધરોને સ્વર્ગ, મૃત્યુ, પાતાળાદિ સ્થળોમાં તારી સ્ત્રીની શોધ મેળવવા મોકલ્યા છે, તે આવે ત્યાંસુધી થોભ. તારૂં મૃત્યુ થતાં અમારે જીવી શું કરવું છે? પહેલાં અમને ચિતામાં બાળી, પછી તારૂં ધાર્યું કર.

**વિદૂષક**—સ્ત્રીના મુખમાં અમૃતવાણી છતાં અંતરમાં વિષનો વાસો છે તેની મીઠી મીઠી મોહક વાણીથી પુરૂષ લપટાઈ ભાન ભૂલ્યો બને છે, તેનામાં લોહચુંબક શક્તિ રહી છે, ગમે તેટલા અચળ વ્રતધારી તેના નયન-

કટાક્ષે હારી આજ્ઞાધારી થયા છે, તે, ઉપરથી એકને ધારી, નયને બીજાને નિહાળી, ચિંતવન ત્રીજાનું કરેછે, પુરૂષને પ્રેમપાશે પકડી નટની પેઠે પોતાની ઈચ્છાનુસાર નચાવે છે, એવી તેની અનેક ચેષ્ટાઓ પુરૂષને પાયમાલ કરવા પૂરતી છે. મજ ગરીબનું કહ્યું કાને ધરી આડાઈ કરવી છોડી દ્યો.

**પવનજય**—તું તો ગાંડો છે. બધીને એક હારે કેમ જોતરાય? આ તો મારા પૂર્વના પુણ્યે રત્ન લાધ્યું હતું. અરે! પણ તે મને છાજ્યું નહીં.

**પ્રહસિત**—મિત્ર! તમે પ્રેમ પરીક્ષામાં પસાર થયા છો. મારા તરફથી તમને પ્રસંશાપત્ર આપું છું. જે વિવેકી છે તે આડમાર્ગ કદી ધરતો નથી.

**પવનજય**—તમારાં હિતવચનો મને રૂચિકર નથી થવાનાં. (**અગ્ની**પાસે જાયછે) હે **અગ્નિદેવ**! લેજે તું તારે શરણે. ( પડવા જાયછે, ત્યાં આકાશમાંથી શબ્દ થાયછે.) હાં, હાં, હાં, ધૈર્ય, ધૈર્ય, ધૈર્ય. ( જરા થોભી પાછો પડવા જાયછે. ) એ તો મારૂં મન મને અટકાવે છે. હવે તો સત્વર જંપલાવું. લેજે **અગ્નિ** આ ભોગ. (પડવા જાયછે ને પાછો શબ્દ થાયછે.) માં, માં, માં, સત્વર સરશે તારા મનોરથ. ( **શિવ** અને **પાર્વતી હિમાલય**ના મથાલેના **કૈલાસ** પર્વતના આગલા ભાગપર દૃષ્ટિએ પડેછે ને ત્યાંથી નીચે ઉતરી **કુમાર** પાસે આવેછે. સર્વે પગે પડેછે. )

**શિવ**—કલ્યાણ, કલ્યાણ, કલ્યાણ. કુમાર! તું અચળ ધૈર્યવાન્ થઈ, આમ હિમ્મત કેમ હારે છે? શા વાસ્તે **અગ્નિ**નો ભોગ થાયછે? સહુ રૂડાવાના થશે. તને તારી સ્ત્રી મળશે. જો, તે પેલા વિમાનમાં પોતાનાં પિતા, માતા અને મામા સહિત આવેછે. તેનાથી એક અ-

મૂલ્ય પુત્ર રત્ન પ્રકટ થએલ છે. (વિમાન નીચે ઉતરેછે, સઘળાં **શિવ** પાસે આવેછે અને પોતાના સ્નેહીને યથાયોગ્ય ભેટેછે.)

**માહેન્દ્ર**—અહો! હું મહા ભાગ્યશાળી. કેવો રૂડો સમય? સઘળા સ્નેહીનો અચાનક મિલાપ ! (**શિવને**) મહાત્મન્! આ સઘળો આપનો કૃપા પ્રસાદ. મારા ઉપર સદા આવી ને આવીજ કૃપાદૃષ્ટિ રાખજો. આપના રૂડાં કૃત્યથી આ કુમારી જીવતી રહી છે. (રાજાને) આ રૂડો સમય દેખાડનાર, આપણા લોક ઉપર જેની સદા કૃપાદૃષ્ટિ છે એવા દયાનિધી **ઉમયાપતિ શંકર** છે. તેમ આ **પ્રતિસૂર્યે** મારી પુત્રિને પોતાના નગરમાં લઈ જઈ સારી માવજતે રાખી હતી, માટે તેનો પણ આભાર માનવો ઉચિત છે. આપના ને મારા પિત્રીને તૃપ્ત કરનાર, નેત્રાનંદક, હ્દયોલ્લાસક આ **બાળક** પાંચ વર્ષનું, ભક્ત કામના પૂર્ણ કરનાર ભોળા **મહાદેવ** અને **પ્રતિસૂર્યના** રક્ષણ તળે થયું છે. તેનો બદલો આપણાથી કેમ વળશે?

**રાજા**—હે જટાજૂટ! પિનાકધારી **વૃષભધ્વજ** ! **નીલલોહિત! મૃત્યુંજય! મહેશ્વર!** આપને હું નમન કરૂંછું, આપે આ સમયે પધારી દર્શન દીધું, એ મારા ભાગ્યોદયનું સુચિન્હ સમજું છું. આપનાં દયાયુક્ત કૃત્યથી મારા કુમારને તેની સ્ત્રી મળી છે. તેમ રાજન્ **પ્રતિસૂર્ય**! મારી કુલવધૂનું તમે બહુ શ્રમ લઈ રક્ષણ કર્યું, તે મારા ઉપર મોટો આભાર થયોછે, નહિ તો આ પૌત્રવદન જોવા વારો આવત નહીં.

**પ્રતિસૂર્ય**—આમાં સર્વ પ્રકારની સહાયતા મને સદાકૃપાળુ ભોળા **શંકરની** માનવાની છે. તેમનું **કૈલાસ** ભવન, પ્રિય બેન **અંજની** અને આ બાળકનેમાટે સદ

ખૂલું હતું. ત્યાં તેની સારી રીતે સારવાર, પતિવ્રતધર્મ પતાકારૂપ સતી **ભવાનીથી** થઈ છે. પોતાનીજ પુત્રી ગણી, તેના બાળકને નીજ ભાણેજ પેઠે ઉછેર્યો છે. આથી તે વિશેષ કૃપા કેવી હોય?

**રાણી**—અરેરે!! ધિક્કાર છે મને, મારૂં કાળું મોંડુ કરી હું ઉભી છું. વિના અપરાધે મેં કુલવધૂને અનિવાર્ય સંકટ દીધું છે. તે દોષને પાત્ર હું વધ કરવા યોગ્ય ગણાઈ ચૂકી છું.

**શિવ**—રાજા, એમાં તારી સ્ત્રીનો જરાપણ દોષ નથી. કેમકે ભાવી બળવાન્ છે, તેમાં ડાહ્યાનું ડાહપણ ચાલતું નથી. તારી આગળ હું પટંતર ખોલું છું. આગલે જન્મે આ **અંજની**, ત્રિકાળજ્ઞાની વેદધર્માનુસારી મહાન **ગૌતમ** ઋષિની પુત્રી હતી. તેણે પોતાની માતા **અહલ્યાથી** અજાણતાં થએલું દૂરાચરણ જાણતાં છતાં, ઋષિથી પૂછાએલા પ્રશ્નનો પ્રત્યુત્તર ના આપ્યો, તેથી શાપિત થઈ આ પતિવિરહ ભોગવ્યો છે. એ શાપ સ્વરૂપ આ તારી **રાણી** છે. આ તારો કુમાર, સાક્ષાત્ **મરુત** દેવ છે, તેથી તારો પૌત્ર **પવનકુમાર** નામે પ્રસિદ્ધ થશે. આ **બાળક** મારો અંશાવતાર છે. **દ્વાદશ રૂદ્ર** નામે મારાં સ્વરૂપો છે, તેમાં આ એકાદશમો રૂદ્રાવતાર છે. એ મોટો ભક્તિવાન્ નિવડશે.

**પવનજય**—હે! ભક્તવત્સલ કૃપાનિધી **ચંદ્રશેખર**! અહો! **મહાદેવ**! મારા ઉપર આપની કેટલી બધી કૃપા! એવી કૃપાને યોગ્ય હું રહ્યો નથી. (ગળગળો બનેછે.)

**શિવ**—કુમાર! હું તારા ઉપર **પ્રસન્ન** છું. તારી પ્રિયા પ્રત્યેની અવિચલ પ્રીતિ જાણી, હું તારા ભલા માટે

ખંતી રહ્યો હતો. તમારી પ્રીતિ સદા એવી ને એવીજ નિર્વિઘ્ન રેહેજો. અચળ પ્રેમધારી તું, તારી સતી શિરોમણી પત્નિ **અંજની** સહિત ઘણા વર્ષ આયુષ્ય ભોગવી, છેવટ મારા લોકને પામીશ.

**અંજની**—મહાપિતા! આપ, તથા જગજ્જનુનિ! તમે, મારા ઉપર જે મયા આણી છે, તેનો પ્રત્યુપકાર હું શી રીતે વાળું? ભાઈ! બાપુ! **હનુમંત**! તારૂં રક્ષણ કર્ત્તા માતા **ગૌરિ**! તથા પિતા **શંકરને** તું વંદન કર.

**કુમાર**—માતાપિતા વંદન કરૂંછું. મને સદા સાહ્યભૂત રેહેજો.

**પાર્વતી**—પુત્ર! તું સદા સુખી રહે. તું અતુલિત બળવાન થઈશ.

**વિદૂષક**—વયસ્ય! આથી રૂડો સમય કયો? અહો! **મહાદેવ**? મારે એક પ્રશ્ન પૂછવો છે? આજ્ઞા હોય તો દર્શાવું.

**શિવ**—સુખેથી પૂછ. ઉત્તર દેવા જેવો હશે તો દઈશ. કેમકે તું તો ટિખળી છું. વગર વિચાર્યું બોલતાં વાર કરે એવો નથી.

**વિદૂષક**—તમે મને ઓળખ્યો? મારે કહેવાનું કે જગતમાં બધે સરખું જોડું કેમ હોતું નથી? સ્ત્રી સુશીલ, તો પુરૂષ કઠોર અને પુરૂષ સુસ્વભાવી તો સ્ત્રી દુઃશીલા હોયછે. જગતમાં એથી ઘેરેઘેર ભવાડા જોયા જેવા થાયછે. મારે ઘેર પણ એવોજ નાટ્યારંભ થાયછે.

**રાજા**—મહારાજ, એના બોલવામાં ઢંગ ધડો નથી. એનો એવા એવા નવા ધર્તિંગો દરરોજ કા'ડતો ફરેછે. આપ આશિષ વચન ધો.

**શિવ**—(**વિદૂષકપ્રતિ**) હે નવરંગિ! સ્ત્રી પુરૂષનું જોડું બંધાવું એમાં પૂર્વે જન્મનો ઋણાનુબંધ છે. (**રાજાને**)

હે રાજન્! તું તારા પુત્રને રાજ્ય સોંપી, તારી સ્ત્રી સહિત વાનપ્રસ્થ ગ્રહણ કરી, મારા ઉપર ભક્તિભાવ રાખ્યાથી થોડા સમયમાં મારા લોકને પામીશ. આ તારો પૌત્ર, કલહ પ્રેક્ષક, તત્ત્વજ્ઞાની, ભક્તરાજ મુનિ **નારદ**ના શાપથી પ્રભુ **શેષશાયી**, જે અવતાર લેશે તે અવતારી પ્રભુ **રામભદ્ર**નો ભક્ત થશે. ક્ષીરસાગર નિવાસી **લક્ષ્મીપતિએ**, મુની **નારદ**ને ગૃહસંસાર માંડવાની ઇચ્છા થતાં, તેને નીજસ્વરૂપ દેઈ, તેનું મુખ માત્ર કપિ સમું રાખી, મિથ્યા નગરીમાં કલ્પિત સ્વયંવરમાં માયાવી દિવ્ય કન્યા વરવા તેને લોભાવ્યા હતા. તેમાં નિષ્ફળ થતાં, મુનિએ પ્રભૂને શાપિત કર્યા–તમને પણ સ્ત્રી વિરહ થશે–ને તેની પ્રાપ્તિ માટે સાહ્યભૂત કપિવરો થશે. આ **બાળક** ઈચ્છિતરૂપ ધારણ કરવા શક્તિવાન છે. તે કપિરાજ સુગ્રીવનો સખા થઈ, સદ્દગુણાવતાર, એક પત્નિવ્રતધારી, પિતા વચન પાળક, પ્રભુ **રામચંદ્ર**ને મળી, પ્રાપ્તિરૂપ કાર્યમાં સાહ્યભૂત થશે. તે પ્રભુમાં સદા ભક્તિવાન રેહેતાં ચિરંજીવપણાની પદ્વીને પામશે. એનો સર્વત્ર જય થશે. હવે કૃપાળુ પરમાત્મા **રામ**ની ભક્તિ સર્વમાં રેહેવા માટે બધા મારી સાથે તે પ્રણુત પ્રતિપાળની સ્તુતિ કરો.

## ગીતિ.

ભાસ ખરો જગ સઘળે, જણાય તમથી દયાનિધી સાચો;
આપ અગોચર હરજો, વિશાળ અઘને કરી હવે કાચો. ૧

દંપતિ પ્રેમ સરવમાં, થશે સરળ જો કરો કળી ન્યારો;
સંભવ તો ત્રિભુવનનો, ખરો ભજનમાં સદા થશે ત્યારો. ૨

( પડદો પડેછે. )

## ઇતિ સમાપ્ત.